મહારાજ શ્રી ઋષિરાજની બનાવેલી

# બોધ ચિંતામણી.



સોલ એજન્ટ:--

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા--અમદાવાદ.

રૂષિરાજ મહારાજની બનાવેલી

# બોધ ચિંતામણી.

છાપી પ્રસિદ્ધ કરનાર

## હરિભાઈ દલપતરામ પટેલ.

તથા

## બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ચોથી. પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.



અમદાવાદ-શાહાપુર વનમાળી વાંકાની પોળમાં પ્રસિદ્ધકર્ત્તાએ
પોતાના "ગ્રન્થોદય" પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.



કીંમત રૂ. ૦-૬-૦.

## પ્રાચિન કવિતાઓનો મોટો સંગ્રહ

# કાવ્યદોહન.

### ભાગ ૧–થી–૫.

આમાં નરસિંહ મહેતો, તાનસેન, સુરદાસ, છોટમ, મીરાંબાઇ, બ્રહ્માનંદ, કબીર, ધીરાભકતાદિ ૮૦ પ્રાસાદિક ભગવદ્‌ભકતોનાં ૮૨૫ પદો જેવાં કે નીતિ, ભક્તિ, શૃંગાર અને જ્ઞાનથી છલોછલ ભરેલાં હોવાથી મુમુક્ષુજનોને સ્વર્ગ પ્રાપ્તિ કરાવનારાં છે. આ એક અચળ ભક્તિનું સાધન છે અને પરમાત્માની અચળ ભક્તિ ભક્તજનોને સ્વર્ગીય સુખ આપનારી છે છતાં કીંમત રૂ. ૦–૧૨–૦.

---

### મુમુક્ષુજનોને ઉપયોગી

# ઉપદેશ ચિંતામણી.

કે જેમાં મહારાજ શ્રી ગણુપતરામજીનાં બનાવેલાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ રસમય પદો છે એ પણુ મુંબાઇ જેવા પ્રખ્યાત ગામોમાં ભજનની મંડળીઓમાં ગવાય છે અને સગુણુ નિરગુણુ વિષયની આરતીઓ પણુ મુમુક્ષુ જનહિતાર્થે દાખલ કરવામાં આવી છે. કાગળ છાપ તથા બાઇન્ડીંગ ઘણીજ સારી છતાં કીંમત માત્ર રૂ. ૦–૬–૦.

---

# દયારામ કૃત

### કવિતા સંગ્રહ.

### ભાગ ૧–૫.

આમાં ભક્તિ, નીતિ, શૃંગારની ૩૦૦ કવિતાઓ છે છતાં કીંમત માત્ર રૂ. ૦–૧૨–૦ રાખવામાં આવી છે.

મળવાનું ઠેકાણું:—

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

૨૬૩૦, પાનકોર નાકા–અમદાવાદ.

# અનુક્રમણિકા.

મુક્ત અંગ—પ્રકરણ ચોથું.

# બોધ ચિંતામણી.



## મંગળ પદ—રાગ ધોળ.

જીરે મંગળકારી મુર્તી મોદકકેરા ભોગીરે, સિદ્ધિ બુદ્ધિ કેરા નાવલિયા; શુંઢાળા સોનાનો સુરજ ઉગિયોરે; જીરે રિદ્ધિ સિદ્ધિ દાતા માતા ઉમિયા દેવીરે, આનંદ આપો મારા દેવલિયા; દુંદાળા સોનાનો સુરજ ઉગિયોરે૦ ૧ ચાલો ચાલો સૈયરો પ્રેમ કરીને પુજવારે, લાડકવાયો જશોદાનો જાયો. લાલ. સોનાનો૦ જીરે સોનાકેરા સિંહાસને શોભતારે, થૈયે નંદકુંવરને નિરખી નિરખી ન્યાલ. સોનાનો૦ ૨ જીરે સોના કેરા થાળ ભરી લ્યો સામટારે, મોંઘાં મોતીડાંની પશલી જોયે પાંચ. સોનાનો૦ જીરે આજુનાં વધામણામાં જે કોઈ આવેરે, તેને એકે દહાડો નાવે ઉની આંચ. સોનાનો૦ ૩ જીરે કેસર કંકુ ભરી છે કંકાવટીરે, ઉજળા ચોખલિયા તો ઝીણા અણીદાર. સોનાનો૦ જીરે ગુલાબ ગજરા તોરા રૂડા હારરે; સેજે છાબ ભરો ચંબેલી ફુલડે સાર. સોનાનો૦ ૪ જીરે પાણીચું શ્રીફળ ને ફોફળ પાનબીડાંરે, ચંપા ચંબેલીને ગુલાબ અત્તર સાર. સોનાનો૦ જીરે મોંઘા મુલો ગુલાલ ઝીણો ઝાઝો જોઇયેરે, આંખે છાંટયો હોય તો ખટકે નહિ લગાર. સોનાનો૦ ૫ જીરે સાકર કેરાં સુંદર સાતે સુખડાંરે, સોના કળશ ભરી લ્યો ગંગાજીનાં નીર. સોનાનો૦ જીરે અલબેલાને વાધા જોઇએ ઓપતારે; રૂડા રતન જડેલો મુકુટ શોભે શિર. સોનાનો૦ ૬ જીરે પુજન કરીને ઉતારી છે આરતીરે; હસતે મુખે સ્હામું જોયું એવી ટેવ. સોનાનો૦ જીરે ગાય શીખે ને મંગળ પદ સાંભળેરે; તેનો બેલી થાશે દુર્લ્લભકેરો દેવ. સેનાનો૦ ૭



### પ્રકરણ ૧ લું.

( કાળના ભય વિષે. રાગ પરજ. )

તેં તો જાણ્યો છે શરીર ઠાઠ સાચનોરે, આ તો કાયારે કુંપો છે કાચનોરે. તેં તો૦ ટેક. તેં તો જાણી છે જવાની જશે નહિ ટળીરે, એક પળમાં અલોપ થશે વીજળીરે. તેં તો. ૧ તેં તો જાણ્યું છે મોજે કરીને

મહાલવું રે, જરૂર એક દિન છે ચડપ લઇને ચાલવું રે. તેં તો૦ ૨ તું તો રીઝયો છે રૂપાળી જોઇ રાણિયોરે, એક દિને લેખમાં લખ્યાં છે મશાણિ-યાંરે. તેં તો૦ ૩ તેં તો જાણ્યો છે અમર ચુડો ને ચોટલોરે; એક દિન વેરા-ગણ થૈશ વળશે એટલોરે. તેં તો૦ ૪ તેં તો જાણ્યું છે રમુંજો કરીશું રૂડીરે, એક દિન આકડાનાં તુર તો જશે ઉડીરે. તેં તો૦ ૫ તેં તો જાણી છે કમાણી તારા કામનીરે, એક દિન ભમરો ભુંસાવે ચીઠી રામનીરે. તેં તો૦ ૬ છાજે કેટલા દહાડા તે મ્હેલ છાજતીરે, રૂદે શિખામણ ધરને રૂષિરાજનીરે. તેં તો૦ ૭



પ્રભુ વિના બીજી કુણ તારી બેલ છેરે, હરીને ભજે તો સુખડાની રેલ છેરે. પ્રભુ. ટેક. સગાં સંબંધી મતલબ કેરાં સ્વારથીરે, નાડી તુટે ત્યારે કોઇ કોઇનું નથીરે. પ્રભુ. ૧ ગાડી રથડા વળિ હાથી ને ઘોડલારે, મ્હેલીને મરવું રહેવું છે દહાડા થોડલારે. પ્રભુ. ૨ મોટાં રંગનાં ભરેલાં રૂડાં માળિયાંરે, એક દિન સુવું છે મશાણમાં અકાળીયાંરે. પ્રભુ. ૩ ઘણા દેશોમાં હુકમ જેના ગાજીયારે, રૂડા એવાના પિટાઇ ગયા રાજીયારે. પ્રભુ. ૪ ભણ્યા ગણ્યા મરી ગયા કૈક ભોગિયારે, રામના શરણ વિના ભવોભવ રોગિયારે. પ્રભુ. ૫ ડાહ્યા ડાહ્યા જે નર વખણાતા દેશમાંરે, પ્રભુને ભજ્યા વિના પેઠા વ્યંતર વેશમાંરે. પ્રભુ. ૬ કાયા કોમળી આ તો અગન કેરા કાજનીરે, રૂદે શિખામણ ધરને રૂષિરાજનીરે. પ્રભુ. ૭



તારા મનમાં જાણે છે મરવું નથીરે, જેવું પીંપળાના પત્રને ખરવું નથીરે. તારા૦ ટેક. જોને તારા જોતાં જોતાં કંઇક જતા રહ્યારે, અમીર કેટલાક ઉદય થૈ ઉડી ગયારે. તારા૦ ૧ જોને માનવી અમુલ્ય કૈક મરી ગયારે, તેમાં હુંપદ ખેવાણું તે તરી ગયારે. તારા૦ ૨ જોને વીરહાક કૈક દેતા બ્હારમાંરે, એવા બહાદુરોનાં વીતી ગયાં બારમાંરે. તારા૦ ૩ જોને જે ઠેકાણે ચાલી મોડ ચાટડીરે, એક દિન એ ઠેકાણે તાણી બાંધે ઠાઠડીરે. તારા૦ ૪ જોને જે જગાએ વાજાં રૂડાં વાજીયાંરે, એક દિન એ જગાએ લેવાનાં છે છાજીયાંરે. તારા૦ ૫ જોને જે નરોની વહેંચાણી વધામણીરે, એની કાળોતરીયો લખાણી અળખામણીરે. તારા૦ ૬ બારે માસ કાળ ચોટય મારે બાજનીરે, રૂદે શિખામણ ધરને રૂષિરાજનીરે: તારા૦ ૭



જોને જાગીને મરણની માથે ઘાતછેરે, વરતી જાણે તો નરતન વડી વાતછેરે. જોને. ટેક. નામ રૂપ તણો એક દિવસ નાશ છેરે, આતો ઉગરવાની જગમાં જુઠી આશ છેરે. જોને. ૧ પાંચ દિવસનો પરૂણો તું તો પ્રાણીયારે, જીતી ગયા જેણે જગનો જીવન જાણીયારે. જોને. ૨ ચાર ઘડીનું ચોઘડીયું આતો ઉલશેરે, જીવના ધારેલા વિચાર બધા ઝુલશેરે. જોને. ૩ કેર કરીને રહેવું છે કાળ કેડલારે, જરૂર જવાના જનમીયા છે જેટલારે. જોને. ૪ અરે આથી શું ફુલે છે ભુંડા આવડોરે, તારા આધણનો ઉકળે છે તાવડોરે. જોને. ૫ ઘડી ઘડીયે આવરદા ઘટી જાય છેરે, એક દીન એમાંથી મોતનો ઉપાય છેરે. જોને. ૬ સોબત કરી લે તું સંતના સમાજનીરે, રૂદે શિખામણ ધરને રૂપિરાજનીરે. જોને. ૭

---

( પદ રાગ ગરબી—ભુંડું થવા વિષે. )

પુન્ય મારગમાં કોડી ન પાલવેરે, આડા મારગમાં વાવરે અજાણ; ભુંડું થવાનો ડોળ સંતો ભાળજ્યોરે. ટેક. ઉપજ ઓછી ને ખરચ ઘણું આદરેરે, વ્યસન ઝાઝાં ને વહેમનો વેચાણ. ભુંડું. ૧ જુઠ સાથે જડેલ જેનો જીવડોરે, કુડી સાહેદી પુર્યાના કોડ; ભુંડું. દીનોનાથ રૂઠ્યા ત્યારે ઘાલ્યાં ડાકલાંરે, ધણીધણિયાણી ધુણે જોડાજોડ. ભુંડું. ૨ દોરા ચીઠીયોમાં નિત્ય વરે દોકડારે, બાધા આડીયો ચાલતી સદાય; ભુંડું. આખા ઘરનાં માણસ થયાં આળસુરે, કોઈ ઉદ્યમને વાયરે ન જાય. ભુંડું. ૩ ખાવા સર્વેને જોઇયે સારૂં સુતરૂં રે, આવે ભાણામાં બ્હીતું બ્હીતું અન્ન; ભુંડું. છતે છાણે ઉજેરા જેવું આંગણુંરે, છતે પાણીએ ઢેડ જેવું તન્ન. ભુંડું. ૪ વાટે ઘાટે આંગણે ખળે ખેતરેરે, પડ્યું પાડોશીનું ચોરવાનો ચાલ; ભુંડું. નિત્ય ઘરમાં કંકાસ થાય કારમોરે, લેછે તાળિયો ને લોક જુવે તાલ. ભુંડું. ૫ દેવું કરતાં ન ડરે જરા દીલડુંરે, લેત દેત મેરો દાઢીયાનાં ઢાણ; ભુંડું. હરી અર્થે તો હાથ લાગે ધ્રુજવારે, ઠઠ્ઠા બાજીઓમાં લાડ્વાનાં લ્હાણ. ભુંડું. ૬ ચોરી ચાડી કુકર્મની ચિંતા નહિરે, મહેનત મજુરીમાં લાખ ગણી લાજ; ભુંડું. શીખ સારી નઠોરને તો ના ગમેરે, રૂડું સર્વેને ચ્હાય રૂષિરાજ. ભુંડું. ૭

---

( રૂડું થવા વિશે. )

પાપ મારગમાં કોડી ન પાલવેરે, પરમારથમાં પુરણ પ્રેમ; વેળા વળવાની સુણો કોઈ વારતારે. ટેક. ઉપજ હોય એથી ખરચ ઓછું

આદરેરે, વ્યસન અન્ન વિના નહીં નહીં કાંઇ વ્હેમ. વેળા. ૧ સત્ય સાથે જડેલ જેનો જીવડોરે, પવિત્રાઇ પુરી ઉજળો આચાર; વેળા. દોરા ચીઠીઓમાં વરે નહીં દોકડોરે, નવ દેખે દેવાળાનું દ્વાર. વેળા. ૨ આખા ઘરનાં માણસ થયાં ઉદ્યમીરે, કોઇ આળસને વાયરે ન જાય; વેળા. રૂડું દીસે રળિયામણું આંગણુંરે, અધિકાર જેવો આવકાર થાય. વેળા. ૩ આખા ઘરનાં માણસ એક સંપનાંરે, ખરા ખોટાને ઓળખે ખચીત; વેળા. સાચા સંતોની નિત્ય જેને સંગતીરે, ચોર કામામાં કોઇનું ન ચિત્ત. વેળા. ૪ દેવું કરતાં દુભાય ખુબ દીલડુંરે, દુધે ધોયેલા આપવા છે દામ; વેળા. હરી અર્થે તો ખરચ કરે હર્ખમાંરે, બૂડયા ખાતે ન વાવરે બદામ. વેળા. ૫ કર કાછડી ને જીભ કબજે કર્યાંરે, ભુંડી દાનતો થાય નહીં ભાવ; વેળા. પ્રભુ દયા કરી પંડે જેને પાંસરારે, એજ વેળેથી સુધરે સ્વભાવ. વેળા. ૬ આપી વાત માને એનું નામ માનવીરે, લુંડ લવરીમાં લાખ ગણી લાજ; વેળા. શીખ સારી નઠોરને તો ના ગમેરે, રૂડું સર્વેનું વ્હાય રૂષિરાજ. વેળા. ૭

( નરકના અધિકારી વિષે. )

વેદ મરજાદા જેણે મ્હેલી વેગળીરે, મીઠી વાણી ને પેટમાં તો પાપ. એતો જમનાં ઘરાક સંતો જાણજોરે. ટેક. કામ જોતાં શરદનાં કૂતરાંરે, ક્રોધ જોતાં છંછેડેલો સાપ. એતો. ૧ લોભ ઝાઝો ને લાંચ કેરા લાલચુરે, દુષ્ટ બુદ્ધિવાળા દારૂના પિનાર; એતો. જીવહત્યા કરનાર વેણ જુઠડાંરે, ગાંજાખોર ચોરી અવેરીના યાર. એતો. ૨ દયાહીણ નવ વાવરે દશુંદનેરે, દગાખોર તથા નાત તોડનાર; એતો. રૂડું પરનું દેખીને ખુણે જઇ રૂવેરે, પશુ પંખીયાંની આંખ ફોડનાર. એતો. ૩ જુઠું કલંક ચઢાવે જાણી જોઇનેરે, જુઠી સાહેદી પુર્યાનું જેને જોર; એતો. ચારચ પાણીથી ચાકરી બને નહીંરે, નાખે નિસાસા આરણામાં ઢોર. એતો. ૪ કરી જાણે નહિ શુભ ખટ કર્મનેરે, હાર ઓઢવામાં ખૂબ હુંશિયાર; એતો. જેને માલમ મળે નહિ મોક્ષનીરે, ફુંકે ચલમને કાન ફુંકનાર. એતો. ૫ ધન હરવામાં બારે માસ ધાંખનારે, ચેલા મુંડવામાં લાખગણું ચિત્ત; એતો. લુણહરામી લબાડ મુવા લાગનારે, રૂડી ગમે જેને અસુરોની રીત. એતો. ૬ ઘાત કરી જાણે વિશ્વાસઘાતનીરે, કરે ધુળધાણી રાંક કેરૂં કાજ; એતો. શીખ સારી નઠોરને તો ના ગમેરે, રૂડું સર્વેનું વ્હાય રૂષિરાજ. એતો. ૭

( પદ રાગ લાવણી—જમના ઝપાટા વિષે. )

જમ દે નિત્ય ઝપાટારે, કોઈ ચેતનહારા ચેતો; જમ દે નિત્ય ઝપાટારે. ટેક. ઠીઠી ઠીઠી દાંત કરો શું, પળમાં બગડે પીઠી; દીઠી દીઠી ઘણાંની બગડી, ચડપ આવી ગઈ ચીઠી. જમદે. ૧ માતપિતા જાણે સુત મ્હારો, થાય દિન દિન મોટો; મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઈ ખોટો. જમ દે. ૨ બંધવ જાણે બંધવ મ્હારો, જીવો જુગોજુગ જોડી; કાળ અચાનક આવી પકડશે, તરત નાખશે તોડી. જમ દે. ૩ નારી જાણે મુજ નાવલીયો, અમર તપો અવિનાશી; એક દિન ઝટીયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાશી. જમ દે. ૪ સોળ અંગ શણગાર સજીને, રોબડશાં શું રીઝો; એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલવો બીજો. જમ દે. ૫ દર્પણ લેઈ શું મુખડું દેખો, સમજો જમની શેહેમાં; એક દિન કરશે કાગ કોળાહળ, ચડપ સુવારે ચેહેમાં. જમ દે. ૬ દારા પુત્ર પરિવાર તજીને, જાવું મિલકત મ્હેલી; રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઈ બરાબર બેલી. જમ દે.



જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક છે મોટી, જબરો. ટેક. જંતર જાણો મંતર જાણો, તંતર જાણો ટાળા; મોત બડો મરદાન મરદ જ્યાં, ધ્રુજી પડે ધારાળા. જબરો. ૧ વૈદ બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળો કૂટી; ખુટી તેતો જરૂરજ ખુટી, ખુટીની નહીં બુટી. જબરો. ૨ ભોંયરૂં ખોદો શીખો સરોદો, તત્વ વિચારો તાજાં; નાડી ભેદમાં દહાડી રમો પણ, વળશે ઊંધાં વાજાં. જબરો. ૩ જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકન ના કાઢો, જમકિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો. જબરો. ૪ વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દુજો; પકડે આવી મોત પલકમાં, જીવલડા શું ઝુઝે. જબરો. ૫ રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો; દરદ મરદ ને ગરદ કરી દે, મોત મરદ છે આખો. જબરો. ૬ ધરમ ધરો અધરમને મ્હેલી, ખાંતેથી લ્યો ખેલી; રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઈ બરાબર બેલી. જબરો. ૭



નિશ્ચે રહેવું નથીરે, માથે મોત ઝપાટો મારે. નિશ્ચે. ટેક. ફાલ્યા ફુલ્યા શું રે ફરો છો, જુઓ વિચારી જગમાં; વણસતાં કાંઈ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં. નિશ્ચે. ૧ હાડ ભરો ધન માટ ભરો મન—ઘાટ કરો ભલે મોટા; પાટ ઠાઠ સહુ ઘાટ આટ પળ—પાણી તણા પરપોટા. નિશ્ચે. ૨

ઝગ ઝગ ઝગ મેવાડી મોળિયાં, ઝગ ઝગ દીપે ડગલા; લાકડાંની ચેહો લાગી ત્યારે, થયા ધૂળના ઢગલા. નિશ્ચે. ૩ ડહાપણ ડાહ્યા કોમળ કાયા, ઉડ્યા પલકમાં એતો; કેડા મહેરે વાર નથી કાંઇ, ચુપ કરીને ચેતો. નિશ્ચે. ૪ કાશીવાસી અતિ ઉદાશી, જંગલવાસી જોગી; કાળ ઝપટમાં ચપટ થયા કેઈ, ભાતભાતના ભોગી. નિશ્ચે. ૫ મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી: કાળ કોળિયો કરી ગયો કુણ—કિતાબવાળા કાઝી. નિશ્ચે. ૬ સગાં સંબંધી રૂવે સ્વારથે, વિનતા રૂવે વરેલી; રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઈ બરાબર બેલી. નિશ્ચે. ૭



પકડે કાળ પલકમાંરે, કાંઈ અજબ ઝપાટો આતો. પકડે. ટેક. જીવ વિચારે અભયદાન દઈ, મેદાન કરીને મહાલું; કાળ વિચારે મેદાન કરવા, યોગ મળે તો ઝાલું. પકડે. ૧ ગડ્ ગડ્ ગડ્ ગડ્ નોબત વાજે, જબરૂં લશ્કર જાતું; કાળ હસે છે ખડ્ ખડ્ ખડ્ કોઈ, ભાળો મ્હારૂં ભાતું. પકડે. ૨ ઘોડો નાચે વરઘોડામાં, ઝગઝગ ઝળકે ઝુલ્યો; જોડે જોને જમડા નાચે, લાડકડા શું ફુલ્યો. પકડે. ૩ નારી સારી વરસૂત્ર પુત્ર જોઈ, જીવાડો સારૂં જાણે: કાળ વિચારે ફરાળ કરવા, ત્રાસ પડાવું ટાણે. ૪ જમાદાર સરદાર ત્યાર ત્યાંહાં, છડીદાર નિત્ય બોલે; અમલદાર બળદાર કાળ તો, ગણે તરખલા તોલે. પકડે. ૫ શોબટ રીઝે નંગ રંગ જોઈ, અંગ બરાબર ઓપે; ખલક મલક કુરબાન કરી દે, કાળ પલક જો કોપે. પકડે. ૬ દેહ આળ પંપાલ ખ્યાળ છે, શીખામણ આ છેલી; રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. પકડે. ૭



( પાપી માણસને ઠપકો—રાગ ધોળ. )

થોડો ફાટી જા કુણ છે થોરીરે, પ્રાણિયા પાપીરે; પ્રભુ જાણે છે ચિત્તની ચોરીરે, પ્રાણિયા પાપીરે. ૧ કાંક તારાથી પુન્યવાન પાડોરે; પ્રાણિયા. તેં તો વાળી નાખ્યો આંક આડોરે, પ્રાણિયા. ૨ શ્વાન તારાથી બાપડાં સારાંરે; પ્રાણિયા. તુચ્છ તેનાથી કર્મ છે તારાંરે, પ્રાણિયા. ૩ કુળ ઊંચું ને કામ તારાં કાળાંરે; પ્રાણિયા. હૈયે વાસ્યાં છે ટંકશાળી તાળાંરે, પ્રાણિયા. ૪ રૂદે રોશન વાળે ને વેણ રૂડાંરે; પ્રાણિયા. શેઠ ભોળા ને કાટલાં કૂડાંરે પ્રાણિયા. ૫ પશુ પાડમાં મનુષ્ય દેહ પામીરે; પ્રાણિયા.

ખરેખાત એક પુંછડાની ખામીરે, પ્રાણિયા. ૬ તારાં લક્ષણ કહેતાં મરૂં લાજીરે; પ્રાણિયા. રૂષિરાજ રામ કેમ થાય રાજીરે, પ્રાણિયા. ૭



( અજ્ઞાની ભેખધારીઓને ધિક્કાર. )

તારા ભેખમાં શો ભદ્રક ભાળુંરે, જીવડા જુઠારે; તારૂં અંતર તો વાસના વાળુંરે, જીવડા. ૧ નથી નાક તણી ડાંડી સ્હામાં નેણાંરે; જીવડા. નથી વ્હાલાં વેરાગનાં વેણાંરે, જીવડા. ૨ નથી રસનાનો સ્વાદ તેં તો રોકયોરે; જીવડા. માલ મફતનો ખાઈ પંડ પોખ્યોરે, જીવડા. ૩ નથી શંકર કે રામ લીધા સાધીરે; જીવડા. આતો આદરી છે ઉલટી ઉપાધીરે, જીવડા. ૪ દામ જંખવામાં જાય તારા દહાડારે; જીવડા. તારા અંતરમાં ઘાટ થાય આડારે, જીવડા. ૫ ટેવ ભુંડી ને તાણીયાં ટીલાંરે; જીવડા. ઢોર ભડકે ને ભોળવાય ભીલાંરે. ૬ તારૂં મન ભાગ્યું હીણી વાતે હાજીરે; જીવડા. રૂષિરાજ રામ કેમ રાય રાજીરે, જીવડા. ૭



( અજ્ઞાની પુરાણીઓને ધિક્કાર. )

તું તો ભણતરની જાળમાં ઝૂલ્યોરે, ચાવળા ચહાવારે. વિષય વનમાંહે માનમાં ફુલ્યોરે, ચા૦ ૧ શોક અગ્નિમાં શુભ કર્મ શેકયાંરે; ચા૦ દોષ દીપડાં નજીક તેં ન દેખ્યાંરે, ચા૦ ૨ ધર્મદેશ ભૂલ્યો થયું ધુળધાણીરે; ચા૦ પીવા દોડે છે ઝાંઝુવાનાં પાણીરે, ચા૦ ૩ પેટ ભરવાનાં સંગ છે થોથાંરે; ચા૦ ગજબ ગુફામાં ખૂબ ખાય ગોથાંરે, ચા૦ ૪ લોભ ડુંગરીયે ચઢીને લુંટાણોરે; ચા૦ તોએ સમજે છે ભાગ્યશાળી શાણોરે, ચા૦ ૫ કાંટા કુટુંબના ભચોભચ્ચ ભાગેરે; ચા૦ પૂર્ણ પથ્થરા તો માન તણા વાગેરે, ચા૦ ૬ જાણી બુઝીને જક્ક કરે ઝાઝીરે; ચા૦ રૂષિરાજ રામ કેમ થાય રાજીરે, ચા૦ ૭



( અજ્ઞાની માણસોને જ્ઞાન થવાના સાધન વિષે. )

લાખ વાતોની એક વાત લેજો, શીખામણ છેલીરે; દયા રાખીને અન્નદાન દેજો, શીખામણ. ૧ પરધન સાપ પથરો પ્રમાણો; શીખામણ. પરનાર જનેતા જાણો, શીખામણ. ૨ જુઠ સાથે જરૂર વૈર બાંધો; શીખામણ. સાસ ઉસાસે રામતાર સાંધો, શીખામણ. ૩ ગુણ ગોવિંદના આનંદભર ગાવો; શીખામણ. કામ ક્રોધ,લોભ સંગે બાંધો દાવો, શીખામણ. ૪ પોતપોતાનો ધર્મ સર્વ પાળો; શીખામણ. એમાં અવળું દેખાય તેને ટાળો, શીખામણ. ૫ શિવ વિષ્ણુનું એક નામ સાચું; શીખામણ. બીજું

બાતલ કરોડ કામ કાચું, શીખામણ. ૬ જ્ઞાન મેળવવા સાંભળો ગિતાજી; શીખામણ. રૂષિરાજ રામ એમ થાય રાજી, શીખામણ. ૭

( પામરને વિષયી થવાના બોધ વિષે—પદ રાગ ગરબી. )

માયા મોહનની નારીરે, અક્કલ ગઈ કયાં ઉડી; મૂરખ તો કહે છે મારીરે, અક્કલ. ૧ નંદરાયનું કયાં ગયું નાણુંરે; અક્કલ. તન છુટયું આવે ટાણુંરે, અક્કલ. ૨ રાવણની કયાં ગઈ રિદ્ધિરે; અક્કલ. લંગુરીયે લુંટી લીધીરે, અક્કલ. ૩ માખ્યો જાણે મધ મારૂંરે; અક્કલ. જશે પ્રાણ સહિત પરભાર્યુંરે, અક્કલ. ૪ ખર ગુંણ ઉપાડે ખાસીરે; અક્કલ. જમનારા બેઠા કાશીરે, અક્કલ. ૫ ઉંદર દર ગોડે આપેરે; અક્કલ. માંહી વાસ પૂર્યો જઈ સાપેરે, અક્કલ. ૬ દમડા મારા નવ દાખેરે; અક્કલ. રૂષિરાજની શીક્ષા રાખેરે, અક્કલ. ૭

ખરની પેઠે પોતે ખાધુંરે, ખુટલને ધન શા ખપનું; બાંડે કુળ બોળ્યું બાધુંરે, ખુટલ. ૧ પરમારથમાં નવ પેઠોરે; ખુટલ. બગ ધ્યાન ધરીને બેઠોરે, ખુટલ. ૨ મીયાં કણ ચોરે મુંઠેરે; ખુટલ. પછે અલ્લા ચોરે ઊંટેરે, ખુટલ. ૩ કીડી કણ સંચય કરશેરે; ખુટલ. ચટ તેતર તે કણ ચરશેરે. ૪ અક્કરમીએ આંખ્યો ઊંજીરે; ખુટલ. પારકા ભોગવશે પુંજીરે, ખુટલ. ૫ પશુ પંખી પેટ ભરે છેરે; ખુટલ. એમ ઠોઠનું પેટ ઠરે છેરે, ખુટલ. ૬ ચિત્ત માંહી દયારસ ચાખેરે; ખુટલ. રૂષિરાજની શિક્ષા રાખેરે, ખુટલ. ૭

હથિયાર કાયરના કરમાંરે, પામરને ધન એ પેરે; જીવ નરકે જાશે જરમાંરે, પામર. ૧ રવિ તેજ ઘુવડને રગડેરે; પામર. બહુ ભણતરથી ખર બગડેરે, પામર. ૨ મેવાથી માંદો મરશેરે; પામર. વ્યંડળની પરને વરશેરે, પામર. ૩ અસવારી કરશે અંધોરે; પામર. હતો ધૂળ મળ્યાનો ધંધોરે, પામર. ૪ અણભણ પુસ્તક લઈ લવશેરે; પામર. નકટીને વાળી લજવેરે. પામર. ૫ શાણો સિંહ પાંજરે પેસેરે; પામર. ખર સાકરથી દુઃખ સેહશેરે, પામર. ૬ રૂષિરાજ શીખામણ રૂડીરે; પામર. દુરિજનીયાં કહે છે કૂડીરે, પામર. ૭

( પદ રાગ ગરબી. )

ચાકરી ચાકરી ચાકરીરે, કરી લેને પ્રભુજીની ચાકરી; જીવ્યાના ભરૂંસા જુઠા કરીરે; કરી લેને. ટેક. દીધો મનુષ્યનો દેહ તને દુર્લભ,

કમળાના સ્વામીયે કૃપા કરીરે. કરી લેને. હોઝાની ચાકરીમાં ગુણુ ઉપાડતો, કંઇકિવાર વહેવા તું કાંકરીરે. કરી લેને. ૨ માંકડું થયો ત્યારે ગોડીયાને માટે, ઘેર ઘેર ભીખતો ભાખરીરે. કરી લેને. ૩ વાદીની ચાકરીમાં ઘંટીઓ વહેતો, એ તો પીડા અતિ આકરીરે. કરી લેને. ૪ ભુંડો થયો ત્યારે લેંટાળાં છોકરાં, ખોળામાં તેડતો ખમા કરીરે. કરી લેને. ૫ વેઠીયાના ભવમાં પેટને વરાણીયે, ઉથામ્યા પથરા ઊંચા કરીરે. કરી લેને. ૬ વરી લેને હવે વીરનો વાલ્લમો, સાધુ સંગતે સમતા કરીરે. કરી લેને. ૭



નાવડી નાવડી નાવડીરે, તને હરી ભજ્યાની રીત નાવડી; એળે ઉમ્મર ખોઈ આવડીરે, તને હરી ભજ્યાની. ટેક. ઘોઝારા કયમ તું તો મુવો નહિ ગર્ભમાંરે, ભારે મારી ભુંડા માવડીરે. તને હરી. ૧ પૂજ્યાં નહિ તેં તો પ્રેમથી પાપીયારે, ગંગા ગોદાવરી કે ગાવડીરે. તને હરી. ૨ કહોને ભજન વિના કાયા શા કામનીરે, વારી વિના જેવી વાવડીરે; તને હરી. ૩ રામના નામ વિના જીભડી રોચુવારે, ફાઓ ફાઓ કરે જેવી ફાવડીરે. તને હરી. ૪ હાથે કીધા વિના સાથે નહિ આવશે, તાવેતો ત્રાંબડી કે તાવડીરે. તને હરી. ૫ શીશે તો મ્હોંત ફરે જેવો સિંચાણોરે, લેછે ઝડપમાં વાવડીરે. તને હરી. ૬ રૂદિયા મધ્યે વાણિ વીરની રાખજેરે વિચારી આજ વાતો વડીરે. તને હરી. ૭



પ્રાણિયા પ્રાણિયા પ્રાણિયારે, ભજી લેને પ્રભુજીને પ્રાણિયા; આવશે જમ ઉઘરાણીયારે. ભજી લેને. ટેક. નાત ને જાત કાંઈ જમ નથી જોતારે, કુણ વાઘરી ને કુણ વાણિયારે. ભજી લેને. ૧ અમરપટા નથી લાવ્યા એકેરે, બાવા બાબુ કે બજાણિયારે. ભજી લેને. ૨ હજી લગી ડર ન વસ્યો હૈયેરે, ભંડાર્યા ભુઈમાં ભાંણિયારે. ભજી લેને. ૩ ઉડી ગઈ કંઇક રાખ થઈ અબળારે, મોટા ઊપાડતી માંણિયારે. ભજી લેને. ૪ જતા રહ્યા તારી નજરો આગળરે, પાખરે તોરી પલાણિયારે. ભજી લેને. ૫ સોડયો તાણી કંઇક ભુંઇમાં સૂતારે. પીરાંની પાગથી પડાણિયારે. ભજી લેને. ૬ ખાધા વીર કહે છે કેટલાકરે, કાજી પંડિત ને પુરાણિયારે. ભજી લેને. ૭



જાળવી જાળવી જાળવીરે, નવ જાણી જવાની જાળવી; પ્રભુની રીત મ્હેલી પાળવીરે. નવ જાણી. ટેક. ધર્યો નહિ કદિ ધર્મમાં ઢુકડોરે, ચોરીની પંચાત ચાળવીરે. નવ જાણી. ૧ ગપ્પાં સુણ્યા વિના થઈ ગયો

ગાભરેરે, સૂતર વિના જેવો સાળવીરે. નવ જાણી. ૨ નવરાઈ મળી ત્યારે પારકી નિંદારે, ફરીને ઘેર ઘેર ફાળવીરે. નવ જાણી. ૩ પોતાનું મેળવેલું ભોગવશે પારકારે, મફ્કે લુંટાય જેવા માળવીરે. નવ જાણી. ૪ પરમારથમાં કોડી ન પાલવેરે, વાસીદે પાયલી વાળવીરે. નવ જાણી. ૫ હરીનું નામ તજી હાંસિમાં હુંશિયારરે, બોલી ઘટે છે તારી બાળવીરે. નવ જાણી. ૬ રીસે ભરાણા વીર કહે રામજીરે, ભાલાળા જમ મેલ્યા ભાળવીરે. નવ જાણી. ૭

( પદ રાગ ઠુમરી. )

જુઠું જુઠું જીવીત ખરૂં જાણ્યમાં રે, જુઠું જુઠું. ટેક. જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા, કાચ કુંપો છે કાયા મમતા તાણ્યમાં રે. જુઠું જુઠું. ૧ સદાય તે છત કોની છાજી, તે દેખી શું થઇએ રાજી; આતશબાજી આશા લાંબી આણ્યમાંરે. જુઠું જુઠું. ૨ ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો; ખેલ બધો એમ ખોટો મુરખા માણ્યમાં રે. જુઠું જુઠું. ૩ ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે; નરક ભર્યું નવ દ્વારે વપુ વખાણ્યમાં રે. જુઠું જુઠું. ૪ ફેલ કરીને ફોગટ ફટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો; ભેદ વિના તું ભટકયો ચારે ખાણમાં રે. જુઠું જુઠું. ૫ પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી; પૃથ્વીમાં જેમ પાણી ઠરે નિચાણમાં રે. જુઠું જુઠું. ૬ જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે; રૂષિરાજ કહે રાચે સંત સવાણ્યમાં રે. જુઠું જુઠું. ૭

ગોવિંદ જાણ્યા વિના તેં વરસાં ગાળિયાં રે, ગોવિંદ. ટેક. ગળે પાસ બાંધી જમ ગ્રહશે, કાપો કાપો મુખથી કહેશે; રંગ ભરેલાં રહેશે મંદિર માળિયાં રે. ગોવિંદ. ૧ શૂરો પૂરો શૂરાપાને, કૃષ્ણ કથા નવ ગોઠે કાને; ભજની જન ભગતાંને ખળ તેં ખાળિયાં રે. ગોવિંદ. ૨ હૈયામાં નવ ધર્યા હરિને, ભુંડાઈ વ્હોરી જહાજ ભરીને; દયા વિના તેં દાન કરીને બાળિયાં રે. ગોવિંદ. ૩ અડબંગાઇમાં ઉંમર આખી તરતન ચિંતામણી ખોઇ નાખી; રૂદિયા મધ્યે રાખી તીખી પાળિયાં રે. ગોવિંદ. ૪ ધર્મરાજની આગળ ધરશે, ત્યાંહાં તારાં ગાતર થરથરશે; ક્રોધી જમડા કરશે અરે ઇંટાળિયાં રે. ગોવિંદ. ૫ મરણ ધાત તો નહિ મટવાની, જાગી જો નથી વાર જવાની; સાથે નાવે વાલ સવાની વાળિયાં રે. ગોવિંદ. ૬ વસ્ત્ર

આભૂષણ લુંટી લેશે, બહાર જઇને બાળી દેશે; રૂષિરાજ કહે ડાટયાં રહેશે રાળિયાંરે. ગોવિંદ. ૭



રટવા રટવા આવ્યો છે તું તો રામનેરે, રટવા રટવા. ટેક. બીજાનું સુખ જોઇને બળ માં, વેદ વગરની વાટે વળમાં ચિત્ત વિષે તું ચળ માં દેખી દામનેરે. રટવા રટવા. ૧ પંચ વિષય લાગ્યાતા પ્યારા, જતા રહ્યા કોટી જનમારા; તું સમજીને કરી લે તારા કામનેરે. રટવા રટવા. ૨ કૈક જનમ તેં કેરજ કરીયા; દેખ્યા તેથી દુઃખના દરિયા; આ ભવમાં સુખ ભરિયા સેવે શ્યામનેરે. રટવા રટવા. ૩ અરે હવે નવ અખજ ઉથામે, ઝરણાં રાખી ઇરંખા જામે; પૂરણ આનંદ પામે વૈકુંઠ ધામનેરે. રટવા રટવા. ૪ કાળ ગણે નહિ ક્રોડપતિને, જોશી ડોશી વૈદ જતીને, શંખણી અને સતિ ને હુકમી હજામનેરે. રડવા રટવા. ૫ ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નર તન વણસમજ્યેથી નડીયું; પડશે કે તન પડીયું જા પૂછ ગામનેરે. રટવા રટવા. ૬ રૂષિરાજ વાણી કરલ વહાલી, ચેત અરે જાવું છે ચાલી; ખોઇશમાં તું ખાલી આઠે જામનેરે. રટવા રટવા. ૭



લાગી લાગી હરકતો લોકાં રાજનીરે, લાગી લાગી. ટેક. એ માટે વિસર્યા અવિનાશી, વિશ્વંભર વૈકુંઠના વાસી; ખબર જુવે છે ખાસી, હજી આજનીરે. લાગી લાગી. ૧ ભરમાઇશ માં દોલત ભાળી, રૂપા કેરી ખાટ્ય રૂપાળી; વાલ તણી નથી વાળી, તારા કાજનીરે. લાગી લાગી. ૨ કાયા માયા કાચી કેવી, દેવ દહિત નવ રાખે દેવી; ઝુંપડી સળગી જેવી, શુની છાજનીરે. લાગી લાગી. ૩ લાખો જનમ ધરીને લોટચો, દીધી હતી ત્યાં મ્હોંતે દોટયો; ચકલાં ઉપર ચોટચો, જેવી બાજનીરે. લાગી લાગી. ૪ આવ્યો તો તું લાભજ લેવા, દામ કર્યા તેં ઉલટા દેવા; સહાય કરજે સેવા, સંત સમાજનીરે. લાગી લાગી. ૫ સંતપુરૂષના શબ્દ સાહે નહિ, દોષ ભીતરના તેથી દહે નહિ; રોકી ગંધ રહે નહિ, જેવી પ્યાજનીરે. લાગી લાગી. ૬ અંત સમે જમડા આવી લે, રહેવું પડશે વદને વીહિલે, શીખામણ સમજી લે રૂષિરાજનીરે. લાગી લાગી. ૭



( પદ-રાગ ઠુંમરી. )

સીતારામ સગા છે સમજરે, સમજરે સમજરે સમજરે; હો સીતારામ. ટેક. અંત સમે કાંઈ કામ ન આવે, ઘોડા ગાડી અને ગજરે. હો સીતારામ.

**૧ આળસ મ્હેલીને જાગ્ય અજ્ઞાની, સતસંગમાં જવા સજરે. હો સીતારામ. ૨ શ્રી ધનશ્યામ સદા સુખદાયક, અગમ અગોચર અજરે. હો સીતારામ. ૩ મહાવ મળ્યા વિના મનુષ્યા જનમની, મહેનત ન આવે મજરે. હો સીતારામ. ૪ અંતરમાં ધરી લેને અરે તું, સદગુરૂ જ્ઞાન સૂરજરે. હો સીતારામ. ૫ રૂદિયા મધ્યે દાસ વીરનો વાલ્યમ, ભરપૂર વસીયો છે ભજરે. હો સીતારામ. ૭**

---

તેં તો દેહ ધરી છે નર તરવા, તરવા તરવા તરવારે; તેં તો દેહ ધરી છે નર તરવા. ટેક. માન કહ્યું હવે તો નવ માંડે, ભાર ઝાઝો શિર ભરવારે. તેં તો. ૧ મૂઢપણું મૂકીને કરલ મહેનત, ધ્યાન પ્રભુજીનું ધરવારે. તેં તો. ૨ મ્હોંતની આગળ આ જગ માંહી, એકે ન પામે ઉગરવારે. તેં તો. ૩ તત્પર થા અરે આળસ તજીને, હરકત ભવ તણી હરવારે. તેં તો. ૪ જમની જમાની કરીનેરે જીવડા, આવ્યો છે ભક્તિ આદરવારે. તેં તો. ૫ મ્હોંત ફરે તારા શિર પર મૂરખ, દિલડામાં લાગજે ડરવારે. તેં તો. ૬ રાખી પતીજ દાસ વીરનો વાલ્યમ, સાસ ઉસાસે સમરવારે. તેં તો. ૭

---

ભવ માંહી ભજન વિના ભટકે, ભટકે ભટકે ભટકેરે. ભવ માંહી. ટેક. કૃષ્ણ કૃપા વિના કોટી જનમ લગી, લાખચોરાશીમાં લટકેરે. ભવ માંહી. ૧ પાપ તણાં ફળ પામીશ પ્રાણી, જમડા તો કાપશે ઝટકેરે. ભવ માંહી. ૨ આ તનની ન કર લાંબી આશા, મોતી ફટકીયાં તો ફટકેરે. ભવ માંહી. ૩ બેલી નથી પ્રભુ વગર બીજો, જ્યારે શરીરની નાડિયો છટકેરે. ભવ માંહી. ૪ બાળ જુવાની વીતી થયો બુઢ્ઢો, નરહરિમાં મન ન ટકેરે. ભવ માંહી. ૬ વીર કહે પ્રભુ કૃષ્ણ વરી લે. પાપની ગાંઠડી પટકેરે. ભવ માંહી. ૭

---

જોતાં જોતાંમાં તન પડી જાશેરે, જોતાં જોતાંમાં તન પડી જાશે; જાશે જાશે જાશેરે. જોતાં જોતાંમાં. ટેક. જીભ ટુંકી થઈ ગભરાશે જીવડો, બેભાન થઈને બકાવશેરે. જોતાં જોતાંમાં. ૧ તેલ ખૂટ્યું એટલે જ્યમ તે પળે, બત્તી બળીને બુઝાશેરે. જોતાં જોતાંમાં. ૨ પ્રાણ ગયા પછી તન ખાલી પડશે, ખોખું જનાવર ખાશેરે. જોતાં જોતાંમાં. ૩ જે સ્થળે મંગળ જુવતીયો ગાતી, પીટણી ત્યાંહી પીડાશેરે, જોતાં જોતાંમાં. ૪ સુરા પીનારાને જમના સિપાઈ, પારો ઉન્હો કરી પાશેરે. જોતાં જોતાંમાં. ૫ પાપનાં ખાતાં

ઉઠલી જાશે ઉત્તર શોરે અપારશેરે. જોતાં જોતાંમાં. ૬ દેહ છતે દાસ વીરનો વાલમ, સમરી લે સાસ ઉસાસેરે. જોતાં જોતાંમાં. ૭



( રાગ ધોળ. )

પાંચ તત્વનું બંધાણું પૂતળું, પ્રાણી પૃથ્વીરે વાયુ અગની આકાશ; ગંદી દેહ કેરો શો ગારબો. તં તો પરખ્યું છે વજના પાડનું, પણ રહે-વાનીરે એક પળની ન આશ. ગંદી. ૧ લોહી મૂત્ર જીભે કહેતાં લાજીયે, એ બે વસ્તુનોરે આતો પ્રગટચો છે પંડ; ગંદી. જેમ વિષ્ટાનું ભરીયુંરે જાજરૂ, ઉપર ઓઢાડચોરે કિનખાબનો ખંડ. ગંદી. ૨ મળ મૂત્ર પરૂ અને પાચના, ઉપર મઢીયુંરે વળી ચામડું આળું; ગંદી. હાથ પગમાં તો હાલે છે હાડકાં, નથી ચંદનરે રૂપું કનક રૂપાળું. ગંદી. ૩ આંખે પીયા ને મુખમાં તો ઉલ છે, વળી નાકેરે નિત્ય વહે છે લેંટ; ગંદી. નવ દ્વારમાં નરકની ખાણ છે, વળી ઘટમાંરે પાડચો આંતરડે વેંટ. ગંદી. ૪ ઘીનો ભરીયોરે ડબચરી ગાડવો, નવ બગડયુંરે વીતીયા બાર માસ; ગંદી. પાંચે પકવાન ઉતાર્યાં પેટમાં, વીતી રજનીરે આવી વિષ્ટાની વાસ. ગંદી. ૫ ક્રીડે બંધાણી શિરની ખોપરી, ભુંડા ભરીયારે વળી પેટમાં કરમ; ગંદી. આવા તનની બતાવીરે વાનગી, ઝાઝું કહેતાંરે જીભે આવે છે શરમ. ગંદી. ૬ ભલે માનો શરીર સોના સાવનું, મરો ફૂટીરે નથી ખૂટીની બૂટી; ગંદી. રૂષિરાજનાં વાકય રોકડાં, ગાંઠે બાંધજોરે સંતો ન જાય છુટી. ગંદી. ૭



જોને જાતા રહ્યા તારા જોડીયા, વળી વસીયારે તારા મિત્ર મસાણ; જીવડલા જાવું છે જાણજે. તાળી લેતો હશી તું તો તાનમાં; એના ઉડ્યારે એક પલકમાં પ્રાણ. જીવડલા. ૧ કામકાજે સ્હામા સ્હામી કહાવતા, હતી હૈયેરે એક એકની ઓથ; જીવડલા. અણ બોલ્યે ગયા એતો એકલા, લીધી લોકેરે એની શમશાને લોથ. જીવડલા. ૨ ઉંચાં ખરચ કરી મેળવી આબરૂ, એતો થઈ ગયારે જોને સ્વમા સમાન; જીવડલા. નાત જાતમાં કાઢીતી નામના, એતો ઉપડ્યારે જેમ પાકેલાં પાન. જીવડલા. ૩ પગ ધરતી ઉપર નવ ધારતા, પાવ બાંધતારે વળી આંબળી આંટે; જીવડલા. વળી પુષ્પની સેજમાં પોઢતા, એનાં ઓઢિયાંરે જુઓ કાંટિયાં કાંટે. જીવડલા. ૪ મોટી હુંશે કરાવ્યાંતાં માળીયાં, માંહે જડિયારે વળી તકતા રૂપાળા; જીવડલા. એમાં વસતારે વાસ્યાં મસાણિયાં, માંહી મહાલ્યારે પછે કાગડા કાળા. જીવડલા. ૫ તન કંઈકનાં તાવે તજાવીયાં, પીડે લીધારે વળી

કંઈકના પ્રાણ; જીવડલા. કંઈક પાછા થયા પરદેશમાં, વૈરે ઉતાર્યાંરે વળી કંઈકને વહાણ. જીવડલા. ૬ બાજીગરના બનાવેલા બંગલા, સારા શોભેરે, પણ રહે પળ પાંચ; જીવડલા. રૂષિરાજ કહે તેડાં રામનાં, નવ છોડેરે એતો લીધેથી લાંચ. જીવડલા. ૭



કાયા માયા તો દેખીતી કારમી, પણ વણસંતાંરે કાંઈ લાગે ન વાર; પલકની આશા નહિ પંડની, સૂતાં સ્વપ્નામાં દોલત સાંપડી, જાગી જોતાંરે નવ દીઠી લગાર. પલકની આશા નહિ પંડની. ૧ વહાણે બેસીને ચાલ્યો વ્હેવારીયો, જાવું ધાર્યુંતુંરે એણે જાવે જરૂર; પલકની. મધ્ય દરિયામાં મ્હોંત ફરી વળ્યું, દેશ રહી ગયોરે પછે પોતાનો દૂર. પલકની. ૨ વરકન્યા બેઠાં એક વ્હેલમાં, નહોતો છુટચોરે કાંઇ કાંકણદોરો; પલકની. કર્યું ઉપ-રણી કેરૂં કાંટીયું, ચૂડો ફોડચો ત્યાંતો કન્યાએ કોરો. પલકની. ૩ રાજા દશરથે મંડપ રોપીયો, વહાણું વાતાંરે પુત્ર બેસશે પાટ; પલકની. રઘુ-નાથજી ચાલીયા રાનમાં, પછે પીતાએરે શોધી સ્વર્ગની વાટ. પલકની. ૪ રાજા સગરે જગન રચ્યો રૂડલો, લેવા ઇંદ્રનીરે મોટી પદવી તો પેહેલી; પલકની. કાળ કોપ્યો કપીલજીને કારણે, સાઠ હજારરે સુત થઇ ગયા સેલી. પલકની. ૫ ઉતાર્યો પીઠી ચોળાવી ઉત્તરા, હૈયે હર્ખનારે મોટા અરણવ અડિયા; પલકની. જુગોજુગ જાણ્યું જીવશે જોડલું, અભેમન્યુજીરે તરત ચક્રાવે ચઢીયા. પલકની. ૬ જેવો પાણીમાં પરપોટો પરગટયો, એને વેરાતાંરે વાર વત્તી ન થાય; પલકની. રૂષિરાજ કે રંગ પતંગનો અડવાડિયુંરે આવતાં ઉડી જાય. પલકની. ૭



નંદરાયે નાણું નવખંડનું, લીધું લોભમાંરે દીધું દરિયામાં દાડી; અંતે તો જાવું છે એકલું, જમ ઝડપીને લેઈ ગયા જીવને, પછે પંડનીરે મળી માટીમાં માટી. અંતે તો. ૧ માનધાતાને પરણીતી પૃથ્વી, કાળ કોપીનેરે તકે લેઇ ગયો તાણી; અંતે. લાખો હૈત સગા હતા લંકમાં, રાજા રાવણરે પીવા નવ રહ્યો પાણી. અંતે. ૨ ગણતાં નવ નીઠે ઘોડારમાં, પાણીપંથીયારે તુરી બંધાતા તાજા; અંતે. આખો દેશ પડયો મ્હેલી એકલા, ચટ ચાલીયારે રાજ છોડીને રાજા. અંતે. ૩ દશ ઘર વચ્ચે જન-મિયો દીકરો, વાજાં વગડાવ્યાંરે ગાયાં મંગળ ગાણાં; અંતે. ચાર વરસ જીવી પોતે ચાલીયો, સગાં સર્વેનાંરે દિલ ખૂબ દુભાણાં. અંતે. ૪ બસેં

બારીવાળો એક બંગલો, ભાતભાતનીરે માંહે સોનેરી શોભા; અંતે. પડયો મૂકીને ચાલીયો પ્રાણીયો, એના અંગનેરે ખપ આવીયા ખોભા. અંતે. ૫ પાર વિનાની પરણ્યો પ્રેમદા, મોટી મમતામાંરે હતો જીવ્યાનો હેતુ; અંતે. હજારો હતા દાસ હજુરમાં, છોડી સર્વેનેરે ચાલીયો ચિત્રકેતુ. અંતે. ૬ પુન્ય પાપ લેઇ પરલોકમાં, જાવું જીવડારે એમાં નહિ મીનમેખ; અંતે. રૂષિરાજ કહે રટ રામને, બેલી બળવંતરે અંતે અક્કલ અલેખ. અંતે તો. ૭



( રાગ દાદરો. )

ચેતી લેરે જાવું છે ચાલી, જાવું છે ચાલી જાવું છે ચાલી. ચેતી. ટેક. ધીંગા ધોરી તાજા તારા તોરી, મમતા દાખમાં ખાલી. જાવું છે ચાલી. ૧ ન ગણે વેળા કે ન ગણે કવેળા, જમના દૂત જશે ઝાલી. જાવું છે. ૨ બાળે કૈને જળમાં ઝીકે કૈને, ડાટે ઘોરમાં ઘાલી. જાવું છે. ૩ જાગ જોડિયા છૈયાં અને છોડીયો, તિરીયા તજવી છે વહાલી. ૪ વડા વેપારી ભૂપાળ ને ભીખારી, હેંડી જાય છે હાલી. જાવું છે. ૫ મંદિર મેંના કોઠાર અરે કેના, સંગ નાવે એક પાલી. જાવું છે. ૬ તારા કાજે રૂડી રૂષિરાજે, આહવી શીક્ષા આલી. જાવું છે. ૭



માની લેરે શિખામણ મારી, શિખામણ મારી શિખામણ મારી. માની. ટેક. સુપને સંપતી કરોડ ફોજ કંપતી, જુવે જાગી તો ભિખારી, શિખામણ. ૧ વીજળીવાળું અલપ અજવાળું, ધન તન એ રીતે ધારી. શિખામણ. ૨ જાવું જો તે પડ્યાં મ્હેલી પોતે, હાથી ઘોડલા હજારી. શિખામણ. ૩ લુંટી લેશો કાઢો કાઢો કરશે, અંતે પ્રેમદા પ્યારી, શિખામણ ધર્મ કેરી કારમી કચેરી ત્યાંહી શી ગતિ તારી. શિખામણ. ૫ ચારી રામની કરોડ વશા કામની, બીજી ચારી નરક બારી. શિખામણ. ૬ તારા કાજની રચના રૂષિરાજની, લેજે અંતરે ઉતારી. શિખામણ. ૭



થોડું જીવિત તું આળસુ થા માં, આળસુ થા માં તું આળસુ થા માં. થોડું. ટેક. ધારી કાનને નઠોર કર્યું માનને, અવળે મારગે ઊજામાં. તું આળસુ. ૧ દુર્લભ દેવને દેહ મળી છે તને, રટી લે રામજી રૂદામાં. તું આળસુ. ૨ વડી વધામણી આ મળ્યો છે ચિંતામણી, ખોઇને હવે ખોટ ખામાં. તું આળસુ. ૩ જાણી જોઇનેરે કામધેનુ દોહિને, પાજી કૂતરાંને

પામાં. તું આળસુ. ૪ પ્રાણિ પાપી કલપ ઝાડ કાપી, રખે ચેતવે ચૂલામાં. તું આળસુ. ૫ વિજની જ્યોતિ પરોવી લેવું મોતી, દૃષ્ટિ રાખ દેખવામાં. તું આળસુ. ૬ અંતર આણી રૂષિરાજની વાણી, જમને હાથ હવે જામાં. તું આળસુ. ૭



તારૂં શું છે તું જોને તપાસી, જોને તપાસી તું જોને તપાસી; તારૂં શું છે તું જોને તપાસી. ટેક. જાવું જાતે નહિ આવે સંગાથે, ઓરો ઓસરી અગાસી. તું જોને તપાસી. ૧ ફુટી દુંણી લાવી ધખાવે ધુણી, જ્યારે નાડ્ય જાય નાસી. તું જોને. ૨ વરૂ મધ્વર વડાં શિયાળ ગિધ કાગડા, તનને રહ્યાં છે તકાસી. તું જોને. ૩ પાયદળ પાલખી છડી ચરમ સૂરજમુખી, સરવે સુપના વિલાસી. તું જોને. ૪ નગર નામથી ધરા ને દામ ધામથી, એક દીન થવું છે ઉદાસી. તું જોને. ૫ દેખત ભૂલી ફોગટ મરે ફુલી, રે અજબ વાત આ શી. તું જોને. ૬ વેદની વાચા રૂષિરાજ કહે સાચા, વાહાલા વૈકુંઠવાસી. તું જોને. ૭



( પદ—રાગ ગરબી. )

માથે કોપી રહ્યા છે કાળરે, ઉંઘ તને કેમ આવે; પાણી પહેલી બાંધી લેને પાળરે, ઉંઘ તને કેમ આવે. ૧ નથી એક ઘડીનો નિરધારરે, ઉંઘ તને. આતો સુપના જેવો સંસારરે. ઉંઘ તને. ૨ અલ્યા એળે ખોયો અવતારરે, ઉંઘ તને. તારા માથે છે જમનો મારરે. ઉંઘ તને. ૩ તારા મનનું ધાર્યું થશે ધુળરે, ઉંઘ તને. ચાર તોલાં છે મણમાં ભૂલરે. ઉંઘ તને. ૪ કરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ઉંઘ તને. થોલ આવેલું થાય છે કથોલરે. ઉંઘ તને. ૫ જોતાં જોતાં આયુષ્ય ખૂટી જાયરે, ઉંઘ તને. તારા ડાહાપણમાં લાગી લાહ્યરે. ઉંઘ તને. ૬ કાંઠે આવેલું બૂડશે ઝાઝરે, ઉંઘ તને. તારે કાજે કહે છે રૂષિરાજરે. ઉંઘ તને. ૭



આભડશેટમાં બૂડયું બધું અંગરે, સારૂં થાય શી રીતે; નથી નહાતો ગોદાવરી કે ગંગરે, સારૂં થાય શી રીતે. ૧ દેવમંદિરમાં નથી કર્યા દીપરે, સારૂં. નથી કરતો તું ટેલીયાની ટીપરે. સારૂં. ૨ નથી ચપટી કરાવ્યાનો ચાલરે, સારૂં. ખાવા તાકે મફતનો માલરે. સારૂં. ૩ દેવ દરશનનું નિત્ય નથી નેમરે, સારૂં. આખી પૃથ્વીનાં વ્હોરી લીધાં વ્હેમરે. સારૂં. ૪ નથી વાવરતો દેવની દસુંધરે, સારૂં. નથી વાવરતો વિપ્રની વિસુંધરે. સારૂં. ૫

નથી દીધાં તીરથમાં દાનરે, સારૂં. નથી આપ્યાં અતિથીને માનરે. સારૂં. ૬ નથી કરતો તું ખળાની ખેરાતરે, સારૂં. રૂષિરાજની ન રાખી રૂદે વાતરે. સારૂં. ૭



( પદ–રાગ પરજ. )

ગોથાં ખાધાં ભવમાં ઘણાંરે, થયો હાથે હેરાન ચિંતાને ડુંગરે જઈ ચઢયો, હાંરે ભૂલ્યો પોતાનું ભાન, ભજન વિના મુવો ભટકી. ૧ નાક-કટાની ન્યાતમાંરે, ઘણે હરખે ઘુંચાય; એમાં તો નહિ મળે આબરૂ, હાંરે શીદ અવળો ઉંજાય. ભજન વિના. ૨ કાયા દમીને કલેશ વ્હોરીયોરે, વિના સમજણ વિચાર; જાળવી જાણી ન જાતરા, હાંરે જ્ઞાન વિના ગમાર. ભજન. ૩ ઉંધે માથે ઝુલે એકલોરે, પોતે પૂજાવા કાજ; મનમાની વાધે માનતા, હાંરે એજ ફાવ્યો ઈલાજ. ભજન. ૪ નાગા ફરે કંઈક નાગડારે, વળી વસ્તીમાં વાસ; તપસીની બંધાણી ટોળીયો, હાંરે ભુંડી અંતરમાં આશ. ભજન. ૫ જાળવે ઝીણાં જીવડાંરે, જાણે કરીયે કલ્યાણ; તાકે માણસનાં તુંબલાં, હાંરે પાપી પળમાં લે પ્રાણ. ભજન. ૬ વાડે પુરાણાં વેવલાંરે, બીજો જાણે નહિ બોધ; રચના સુણી રૂષિરાજની, હાંરે કરે અંતરમાં શોધ. ભજન. ૭



મતમાં ઘુંચાણાં મૂરખાંરે, જેવી પંખીની જાળ; ઓઢીને રાખે અભાગીયા, હાંરે ચેલા કરવા ચંડાળ, બૂડ્યાં ચોરાશીમાં બાપડાં. ૧ નીકળે તો દીજીયે નુંતરૂરે, ભાવ ભક્તિ ભોજન્ન; વિચાર વાડીમાં વધામણાં, હાંરે પ્રભુ થાશે પ્રસન્ન. બૂડ્યાં. ૨ તૃષ્ણાના તોરમાં ઢુટી મરેરે, વળે જરીયે ન જંપ; ધંધો કરીને ઢળી પડે, હાંરે સંત સાથે નહિ સંપ. બૂડ્યાં. ૩ ગળાં રેંશીને ઘણું કરેરે, નવ ખરચે ન ખાય; પાપનો લઈને પોટલો, હાંરે અંતે એકીલો જાય. બૂડ્યાં. ૪ પલટાઈ ડહોળવા પાપીયારે, ઉંધું બોલે અજાણ; લાંચો ખાવા લાલચું, હાંરે બાંધ્યા પડપંચે પ્રાણ. બૂડ્યાં. ૫ હરી ભજન કયારે વ્હોરીયેરે, કહે છે નથી નવરાઈ; રખડવા સુદે રાવણે, હાંરે આખી ઉમ્મર ગમાઈ. બૂડ્યા. ૬ ઠઠ્ઠાબાજીમાં ઠઠ્ઠા ઉચારે, બોલે બ્હેંકેલા બોલ; રીઝે વાલ્યમ રૂષિરાજ કહે, હાંરે તેનો બાંધ્યો નહિ તોલ. બૂડ્યાં. ૭



ઉંચે કુળે જીવ અવતર્યોરે, કર્યાં નીચેરાં કામ; લપટાણો ખૂબ લોભમાં, હાંરે દહાડી જંખે છે દામ. ભૂલ્યો પડયો ભવજાળમાં. ૧ કુટુંબના કાંટા કારમારે, ભેદ્યાં સુંસરાં શરીર; આબરૂને ડુંગરે આથડે, હાંરે શોક

બચકી છે શીર. ભૂલો પડયો. ૨ વહાલાં વરૂ વીંટી વળ્યાંરે, નથી નાઠાનો લાગ; ખુંચે ખુમાશના કાંકરા, હાંરે તોએ નાવે વૈરાગ. ભૂલો પડયો. ૩ કપટી ગુરૂ મળ્યા કાગડારે, આંખો ફોડયાની આશ; દશમોડયો ડાહાપણને બાંઢુવે, હાંરે ઉંચું ભાળે આકાશ. ભૂલો પડયો. ૪ આડું જોઇને થાય આકળોરે, ઘણે દુઃખે ગભરાય; ધંધા વંટોળની ધૂળમાં, હાંરે આંખો મીંચી અથડાય. ભૂલો પડયો. ૫ તૃષ્ણા આંતરડીયો કળકળેરે, પાડે ભૂખે પોકાર; પાપની ખાડમાં જઈ પડયો, હાંરે કુંણ ખમા કરનાર. ભૂલો પડયો. ૬ મારગ બતાવે કોઈ મહાત્મારે, તેનું માને નહિ વેંણ; રસ્તે ચઢાવે રૂષિરાજ તો, હાંરે સ્હામાં ચઢાવે નેંણ. ભૂલો પડયો. ૭

પોથી લઇને બેઠા પેટનીરે, નથી ભક્તિમાં ભાવ; વ્હેમ ભરાણો વાંચતાં, હાંરે દામ ઉપર છે દાવ. નહિ સરે કામ એમાં કોઇનું. ૧ આંધળી દળેને ખાય કુતરૂંરે, ન રહે થાળામાં લોટ; હોકા પીયેને હુંકારા ધરે, હાંરે થાય કર્મ તણો કોટ. નહીં. ૨ પરિક્ષીત સાત દહાડે પહોંચીયારે, હરિ ચરણે હજુર; સિત્તેર વીતી ગયાં સુણતાં, હાંરે દોષ કીધા નહિ દૂર. નહીં. ૩ લોભી લંપટ ભટ લાલચુરે, એવો આપે ઉપદેશ; કરતા હોય સો કીજીયે, હાંરે માયા પીએ હમેશ. રહી. ૪ કાકો અજમેર ગયા કાગળેરે; કરી વાંચનારે કાણ; ગીતાનો અર્થ એવો ગોઠવે, હાંરે જીવ પામરની જાણ. નહીં. ૫ પાપી શ્રોતા હતા પહેલથીરે, ભુંડા સમજાણો ભેદ; વાંદરનો ઘા થયો વાતમાં, હાંરે ત્રાસ પામ્યા છે વેદ. નહીં. ૬ ગોપીયોના રાસ ગાઈ ગાઇનેરે, ઉરે પેઠા અવગુણ; રહોડાં થયાં રૂષિરાજ કહે, હાંરે હવે કહ્યું કરે કુણ. નહીં. ૭



( પદ-રાગ પરજ. )

માયામાં મનડું મોહ્યુંરે, પામર પ્રાણી; પ્રભુ માંહે ચિત્ત ન પ્રોયુંરે, પામર પ્રાણી. ટેક. જીવલડા ઊંધે માથે તું દશ મહિના ઝૂલ્યો, તે દહાડા હવે ભૂલ્યોરે. પામર. ૧ જોને લ્યા તુંતો બળતો તો જઠરાની ઝાળે, ઉગાર્યો દીનદયાળેરે. પામર. ૨ કરડતા તારી કાયાને કુમીયા ને કીડા, પસ્તાતો પામી પીડારે. પામર. ૩ ખાટું ને ખારૂં તીખું જનેતા તારી ખાતી, તે થકી બળતા થાતીરે. પામર. ૪ મુંઝાતો મૂરખ આળા તે ચાંબડાની માંહી, ત્રીકમજી બેલી ત્યાંહીરે. પામર. ૫ ગોઝારા તેં તો મળ ને મૂતરમાં ખાધાં ગોથાં, પૂછાવી જોને પોથાંરે. પામર. ૬ સંભાર્યા સાતે મહિને રૂષિરાજ કહે છે સ્વામી, અલબેલો અંતરજામીરે. પામર. ૭

( ગર્ભની સ્તુતિ વિષે. )

વ્હાલીડા ચઢજ્યો વ્હારેરે, બલવંત બેલી; કપાશે બંધન ક્યારેરે બળવંત બેલી. ટેક. વાહાલાજી મારા નથી આ વેળે કોઈ મારૂં, છે શરણું એક તમારૂં રે. બળવંત. ૧ વાહાલાજી મારા વડાઈ આપની વિચારો, અપરાધ ન જોશો મારોરે. બળવંત. ૨ વાહાલાજી મારા સગપણ તમારૂં એક સાચું, બીજું તો સરવે કાચુંરે. બળવંત. ૩ વાહાલાજી મારા પિતા તમે ને તમે માતા, ભુધરજી મારા ભ્રાતારે. બળવંત. ૪ વાહાલાજી મારા તમે છો દીન કેરા બંધુ, શામળિયા ગુણના સિંધુરે. બળવંત. ૫ વાહાલાજી મારા નબળી વખતના છો નાણું, જગ સરવે મિથ્યા જાણુંરે. બળવંત. ૬ શરણાગત કેરી સંભાળ સ્વામી છો લેનારા, રૂષિરાજ -હ્દે રહેનારારે. બળવંત. ૭

---

ભુધર હું તમને ભુલ્યોરે, ભટકું છું ભવમાં; એ માટે દુઃખમાં ડુલ્યોરે, ભટકું છું ભવમાં. ટેક. સ્થાવરના ભવમાં જીવન હું ઝાડ થઈ થપાણો, કોહોવાડે ત્યાંહી કપાણોરે. ભટકું છું. ૧ જનાવર કેરા જનમે ન સુખની વેળા જાણી, પામ્યો નહિ વખતે પાણીરે. ભટકું છું. ૨ લાખો ફેરા મેં અજના અવતાર વ્હાલા લીધા, ત્યાં દૈત્યે ઝટકા દીધારે. ભટકું છું. ૩ ભોરંગના ભવમાં ચરણો વિના હું પેટે ચાલ્યો, ત્યાં સાણસડેથી ઝાલ્યોરે. ભટકું છું. ૪ કૂતરાની કાયા પામીને વીણી ખાધા કડકા, ત્યાં ભૂખના વેઠ્યા ભડકારે. ભટકું છું. ૫ અવતાર ખરને ઊંટોના કેટલાક કાઢ્યા, અણ તોળ્યા ભાર ઉપાડ્યારે. ભટકું છું. ૬ રૂષિરાજ સાચા સ્વામી હવે તો શરણે રાખો, લેઈ જનમ ચૂકયો છું લાખોરે. ભટકું છું. ૭

---

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી; વ્રથા નહીં બોલું વાચારે, અલબેલા અરજી. ટેક. નરકની પીડા અઠ્યાવી કુંડમાં મેં ન્યાળી, ગર્ભ-વાસે તો હદ વાળીરે. અલબેલા. ૧ મટાડો મહેરબાની કરીને સંકટ મારૂં, વ્હાલા નહીં ગુણ વીસારૂંરે. અલબેલા. ૨ કથા તમારી કાન્હા હું સાંભળીશ કરણે, તીર્થાટણ ચાહિશ ચરણેરે. અલબેલા. ૩ નારાયણ તમને નેહેથી નિરખીશ નેંણે, વળિ કીરતન ગાઇશ વેંણેરે. અલબેલા. ૪ સ્વામી તમારા હરિજનની કરીશ હાથે સેવા, શિર નામિશ હું સુર દેવારે. અલબેલા. ૫ તથાપિ ત્રિકમ નાવે પતીજ મારી તમને, તો જમાન આપું જમનેરે. અલબેલા. ૬ ભગવતનું અરજી સુણી રૂષિરાજ કહે દિલ ભેટયું, સંકટ પ્રાણીનું છેદયુંરે. અલબેલા. ૭

---

વીસાર્યા તેં વનમાળીરે, જીવલડા જુઠા; ભરમાણો માયા ભાળીરે, જીવડલા જુઠા. ટેક. આવ્યો છે તું આ દુનિયામાં દેહ ઈંદ્રી દમવા, કયમ રસ્તે લાગ્યો રમવારે. જીવડલા. ૧ આવ્યો છે તું તો ભકતીના ભેદ સરવે ભણવા, કયમ ગણીત બેઠો ગણવારે. જીવડલા. ૨ આવ્યો છે તું તો ચતુરભુજને રસ્તે ચઢવા, કયમ પાછો લાગ્યો પડવારે. જીવડલા. ૩ આવ્યો છે તું તો જમડાની આપીને જમાની, એ ભૂલ્યો કેમ અજ્ઞાનીરે. જીવલડા. ૪ આવ્યો છે તું તો ગુણરે ગોવિંદજીના ગાવા, કયમ લાગ્યો મોહ મચાવારે. જીવલડા. ૫ આવ્યો છે તું તો બદરીપતીનું ધરવા ધ્યાનું, કયમ છળ આદરિયું છાનું રે. જીવડલા. ૬ આવ્યો છે તું રઘુવરને રૂષિરાજ કહે રીઝાવા, કયમ જોયું જમપુર જાવારે. જીવડલા. ૭



જતી રહેશે કાલ જવાનીરે, છાકે છે શાથી; દિલડાની ટાળ દિવાની રે છાકે છે શાથી. ટેક. શોભીતો તેં તો માન્યો છે દેહ તારો સાચો, છે કાયા ઘડુલો કાચોરે. ૧ મનસૂબો તેં તો ધાર્યો છે દેહ માટે મોટો, છે પાણીનો પરપોટોરે, છાકેછે. ૨ કોઈ દહાડો તેં તો પડવાની ધારી નથી કાયા, પણ વાદળની છે છાયારે. છાકેછે. ૩ ટળિ જાશે જોતાં જોતાંમાં દેહ પ્રાણી તારો, જેમ વિજળીનો ઝબકારોરે. છાકેછે. ૪ જોને લ્યા સૂતા શમશાને કંઈક તારા જેવા, નવ કોઈ રહ્યા સુખ લેવારે. છાકેછે. ૫ હજારો ઉપર હુકમ ચલાવતા હાકમડા, પણ ઝડપી ચાલ્યા જમડારે. છાકે છે. ૬ રસનાયે જીવડા રટરે રૂષિરાજ કહે છે રસિયો, જે વિશ્વ સકળમાં વસિયોરે છાકેછે. ૭



માને છે મારૂં મારૂં રે, જાગીને જોને; તલભાર નથી કાંઇ તારૂં રે, જાગીને જોને. ટેક. માણુક ને મોતી કેરી દુકાનો જેણે માંડી, હીંડ્યા લેઇ ફુટી હાંડીરે. જાગીને જોને. ૧ ભંડાર ધનના ભરિયા ભૂપાળે બજવી ભાલા, પણ ચાલ્યા ઠાલામાલારે. જાગીને. ૨ કીરતિયો જેનાં નાણાંની સંભળાતી કાને, તે સૂતા જઈ શમશાનેરે, જાગીને. ૩ સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે, તે હીંડ્યા ખાલી હાથેરે. જાગીને. ૩ સંસાર સરવે દેખીને ડરતો જેની શેહેમાં, તે ચોટ્યા જઇને ચેહેમાંરે. જાગીને. ૫ કીધાં હોય હાથે કરીને દાન પુન્ય કોડે, તે જાય જીવની જોડેરે. જાગીને. ૬ રૂષિરાજ કહે હૃદયામાં રહેનારા જેથી રીઝે, કામો તો એવાં કીજેરે. જાગીને. ૭



નારાયણ નર નારાયણરે, જીભેથી જપને; પ્રાણી થા હરિ પારાયણરે, જીભેથી જપને. ટેક. પહેલેથી મ્હોંતે ચેતવવા મોકલ્યાં છે પળિયાં, વળિ ગાતર સરવે ગળિયાંરે; જીભેથી. ૧ કેડયોમાં વસિયું કળતર ને પગનું બળ પરવાર્યું, હાથોનું જોરજ હાર્યુંરે. જીભેથી. ૨ વંઠી ગયાં વેણાં નેણાંનું તેજ માંડયું ટળવા, બળ સરવે લાગ્યું બળવારે; જીભેથી. ૩ લાખેશ્રીની પદવી તાકે છે હજી લેવા, જવ નહિ વધે વડ જેવારે; જીભેથી. ૪ અવતાર પાછો માણસનો આવશે નહિ આવો, પછે થશે પસ્તાવોરે; જીભેથી. ૫ પરવારી લેને પ્રાણી શા સુખથી સુવે છે, જમડા તો વાટ જુવેછેરે; જીભેથી. ૬ રૂષિરાજ કેરી રચના તું અંતરમાં ઉતારે, માં જીતી બાજી હારેરે. જીભેથી. ૭

( કાળના ભય વિષે–રાગ ગરબી. )

જીવડલા આજ કે કાલ જાવું, ઉડી જાશે રાખ થઇ તન આવું; જીવડલા ટેક. પડયાં જાળે પંખી તે પકડાશે, કમળ ખીલ્યાં તે તો ખચિત કરમાશે; જનમિયા તે તો જરૂર મરિ જાશે જીવડલા. ૧ ગયા જોને ગાદિપતિ ખાઈ ગોથાં, પડયાં મૂકી ચાલીયા પંડિત પોથાં; થયાં પછી થોરે સડી સડી થોથાં. જીવડલા. ૨ ખમા ખમા કહેવાતાં પડતાં આખડતા, ચતુરંગી જેને પુંઠે દળ ચઢતાં; જુઓ એનાં નામ હવે નથી જડતાં. જીવડલા. ૩ ગુણીજન જેની આગળ નિત્ય ગાતા, વળી દેશ વિદેશમાં વખણાતા, તે તો ગયા કાળના પૂરે તણાતા. જીવડલા. ૪ નવા નવા પોશાક પહેરી નિકળતા, મ્હોટા મ્હોટા મહિપતિને જઇ મળતા; બહુ એવા ભાળ્યા મસાણમાં બળતા. જીવડલા. ૫ ફુલો કાને લટકાવી ફાંકડા ફરતા, ધમક ધમ ધરતી ઉપર પગ ધરતા; દીઠા એ તો નજરે ઠાઠડિયોમાં ઠરતા. જીવડલા. ૬ જેને ઘેર ગડગડ ત્રંબાળુ ગાજે, વળી વાજાં છત્રીશ વેગમાં વાજે; રાજા એવા જળતા જોયા રૂષિરાજે. જીવડલા. ૭

રે મનડા માન સાચું છે મરવું, ખીલ્યાં પાંદડાં એને નહીં મટે ખરવુંરે. મનડા. ટેક. પડ્યા ચહેમાં કઇક તો વરસ પચીશે, વળી કેટલાક તો વહિ ગયા વીશે; ત્રિયા મ્હેલી ટળવળતી કોઇયે ત્રીશેરે. મનડા. ૧ ખુટે કાળે કૈક અગાશીથી ખસિયા, રહ્યા ખપી પરદેશમાં કૈક રસિયા, દીઠા કઇક દેહાત વિષહરે ડસિયારે. મનડા. ૨ બાળાવયમાં શોધી લીધાં કંઇક બળિયે, ફર્યાં જાણે વાંદર ચોળાની ફળિયે, કહાડી નાંખ્યા કંઇકના વંશ

કાગળિયેરે. મનડા. ૩ ભળી ગયા ભૂમી વિષે કંઇક ભોગી, ઉડી ગયા કંઇક તારી આગે ઉદ્યોગી; જતા રહ્યા જાણ દિગંબર જોગીરે. મનડા. ૪ નિચું કરિ કાંધ ન કોઇને નમતા, મહા અભિમાન અને અતિ મમતા, ભાળ્યા એના શમશાને કાગડા ભમતારે. મનડા. ૫ લખેશરી ક્રોડપતી કંઇક લોકો, હતો જેના હાથમાં હેમનો હોકો, પડી ગઈ એવાની ઓચંતી પોકોરે. મનડા. ૬ સહી ન્હોય સુપનાની દોલત સાચી, કાયા માયા એજ રીતે જાણ કાચી, રખે રૂષિરાજ કહે જાઓ રાચીરે. મનડા. ૭

( ૫૬, રાગ ધોળ. )

માયા માયા કરતો મૂરખ, ઠામ ઠરી નવ બેઠોરે; સંતસભામાં સ્નેહ ન રાખ્યું, પાપસભામાં પેઠોરે. ૧ અલપ જીવનની આશા લાંબી કૌતક આતે કેવુંરે; ફાંસી દેતાં ચડયું ફુલેકું, આ જગનું સુખ એવુંરે. ૨ તરવાર ઉપર મધનું ટીપું, જીભડી જુદી થાશેરે; વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશેરે. ૩ કીડા વળુદું કૂતરૂં દોડે, જંપે નહિ તે જરિયેરે; વિષય વળુદા વળખાં વીણે, ડુબ્યો દુઃખને દરિયેરે. ૪ કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલેરે; ઝડપ કરીને મનિયે ઝાલ્યો, ફાડી કાળજ ફોલેરે. ૫ ભાદરવાનો ભીંડો તે તો, વિલાઈ જાશે વ્હેલોરે; ધન જોબનના ધમધમાટમાં, ગરવ કરે તે ઘ્હેલોરે. ૬ ખારા રણમાં ખૂટલ પ્રાણી, મૃગજળ દેખી મોહ્યોરે; રૂષિરાજની શીખ ન રાખી, અજગળ આંચળ દોહ્યોરે. ૭

માથા ઉપર મ્હોત ભમે છે, પડાક પકડી જાશેરે; મનનાં ધારચાં, મનમાં રહેશે, અવળા પડશે આશેરે. ૧ કયાંથી આવ્યો કયાંય જવાનો તપાસ કરને તેનોરે; શોધી કાઢને સદગુરૂ જોશી, ઉકેલ પાડે એનોરે. ૨ સો મણ તેલે સૂઝ પડે નહિ, વણ દીવે અંધારૂં; જ્ઞાન વિના બહુ ગોથાં ખાધાં વળગ્યાં હું ને મારૂંરે. ૩ ડહાપણ બધા જગતનું ડહોળ્યું, નજર નિર્મળી નાવીરે; વાટે ઘાટે વઢતો હીંડયો, ફોગટ ફજેતી ફાવીરે. ૪ અખોરિયાને સૂગ ન આવે, ભટકે ભુંડે ઠામરે; વંઠલ જીવને વિચાર નાવે, કરતાં કાળું કામરે. ૫ શ્વાન પૂંછડી સોયે વરષે, કાઢી તોયે વાંકીરે; ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભુંડી વાણી ભાખીરે. ૬ કાશી જાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે; રૂષિરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલીરે.

અનંત જનમનું અજ્ઞાન વળગ્યું, દેખ્યા દુઃખના દહાડારે; સુપને સાચા સદગુરૂ ન મળ્યા, વંઠેલ મળિયા વાડારે. ૧ એ માટે આથડે અભાગી, ચોરાશીને ચાકેરે; અશુભ કરમનો પાર ન આવ્યો, છળમાં હજીયે છાકેરે. ૨ કોક પુન્યના જોગે કરીને, નરતન મળિયું નાવરે; ખેવટીને ખોળી જુવે તો, લાખેણો છે લ્હાવરે. ૩ રસ્તે જાતાં રતન ચિંતામણ, મળિયું જેને માણીરે; ભીખારણ થઇ સ્વપ્ને ભોગી, રાજા કેરી રાણીરે. ૪ જાગી જુવે તો ઝુંપડી દીઠી, ઓઝલ ન મળે એકરે; મનખા ટાણું મટી જશે તો, દુઃખના દરીયા દેખેરે. અક્કરમીને અમૃત લાધ્યું પીતાં આળસ આણીરે, ઢળી ગયું ને રૂવે ધ્રુશકે કામ થયું ધૂળધાણીરે. ૬ આ ભવ હારે એ તો એવો, ભાગ્ય વિના મરાળરે; રૂષિરાજ કહે ચેતીને રહેને, કોપી રહ્યો છે કાળરે. ૭



ખટ જોજનની ખેપ કરીને, ગોધે ખેંચી ધાણીરે; સુગુરૂ વિનાનું સાધન શિખ્યો, પત્થર ઉપર પાણીરે. ૧ દમડા માટે દેશવિદેશે, ચિંતા લઇને ચાલેરે; ઊંટ હોઠની આશા જેવી, શિયાળુ વાને સાલેરે. ૨ દિશ ભૂલીને અવળી દિશાએ, ધમ ધમ કરતો ધાયોરે; મનમાં જાણે મજલ કરૂં છું, દેખીતો છે ડાહ્યોરે. ૩ પરગામ જઇને છોભો પડીયો, પનોતી પગને પુણીરે; સદગુરૂ કેરા સંગ વગર તો, અક્કલ એવી ઉણીરે. ૪ સાધન કરતાં છ્યાશી વીત્યાં, સમજણ રહી ગઈ છેટેરે; અંતર દૃષ્ટિ જરા ન આવી, ભગવત કયાંથી ભેટેરે. ૫ ચતુરાઇમાં શીદને ચમકે, સુગરી તુજથી સારીરે; મધનો પૂડો માખી બનાવે, જાળી જગથી ન્યારીરે. ૬ રામ ચરણમાં રઢ નવ લાગી, ફાંફાં માર્યાં ફોકરે; રૂષિરાજની શીખ રાખજે, સમાઈ જાશે શોકરે. ૭

## ઈતિ પામરનું અંગ—પ્રથમ પ્રકરણ સમાપ્ત.

# અથ. વિષયોનું અંગ.



## પ્રકરણ ૨ જું.

( ૫૯—રાગ પરજ. )

હાંરે જોને જાગીરે જોને જાગી, હાંરે ઉઠ આળસ મ્હેલીને અભાગીરે; જોને જાગી. ટેક. હાંરે હલાં હલાં હલાં થાય જમનાં હકારાં, હાંરે માથે વાગે છે મ્હોતનાં નગારાંરે. જોને. ૧ હાંરે તું તો ખાટચો છે ખેતરને ખેડી, હાંરે હૈયાફુટ્યા ચાલી તારી હેડીરે. જોને. ૨ હાંરે તું તો નહાલ થયો મેળવીને નાણાં, હાંરે આજકાલ થતાં આવશે આણાંરે. જોને. ૩ હાંરે તું તો ફુલ્યો છે આબરૂની ફાળે, હાંરે એ તો કબજે કીધેલ છે કાળેરે. જોને. ૪ હાંરે કૂડાં કર્મ કરી મેળવી કમાણી, હાંરે એ તો અંતે થવાની ધૂળધાણીરે. જોને. ૫ હાંરે શીદ હરખે છે કામ કરી હીણું, હાંરે ચેત તું તો છે કાળનું ચવીણુંરે. જોને. ૬ હાંરે રૂષિરાજ તણી રાખ કાંક રેહેણી, હાંરે કશી કામ નાવે એકલી કેહેણીરે, જોને. ૭



હાંરે લોભ લાગ્યોરે, લોભ લાગ્યો; હાંરે તારે હાથે કરીને માર માગ્યો. લોભ લાગ્યો. ટેક. હાંરે દશ મળે તો પચીસ લેવા દોડે, હાંરે જુલમ કરી કરી દમડા જોડેરે. લોભ લાગ્યો. ૧ હાંરે મળે સેંકડું તો ચાહે આધી વાતો, હાંરે તારા ઘટમાં હજાર કેરી ઘાતોરે. લોભ લાગ્યો. ૨ હાંરે ભોગજોગે હજારને ભાળે, હાંરે પછે લાખ તણી લાલચો ઉછાળેરે. લોભ લાગ્યો. ૩ હાંરે લાખ મળે તોયે નહિ વાળે લમણો, હાંરે બૂમ પાડી પાડી લોભ કરે બમણોરે. લોભ લાગ્યો. ૪ હાંરે ક્રોડપતિ થવા આદરે ઉધામા, હાંરે મોટા શાહુકાર આવે ઉઠી સ્હામારે. લોભ લાગ્યો. ૫ હાંરે પછે અરબ ખરબ તણી કરે આશા, હાંરે જ્ઞાન વિના તો ના મટે નિસાસારે. લોભ લાગ્યો. ૬ હાંરે રૂષિરાજ કહે લોભ રાગ મોટો, હાંરે ત્રણલોક તણું રાજ તોએ ટોટોરે. લોભ લાગ્યો. ૭



હાંરે જીવ પાપીરે જીવ પાપી, હાંરે કૂડી કલપના હજી તેં ન કાપીરે. જીવ પાપી. ટેક. હાંરે દોષ બુદ્ધિયે દેખે પરાઈ દારા, હાંરે તારી આંખ્યોમાં ઘાલને અંગારારે. જીવ પાપી. ૧ હાંરે તારા હીણી વાતે કાન છે હઠીલા, હાંરે માગે અણીદાર ખેર તણા ખીલારે. જીવ પાપી. ૨ હાંરે લુંડ લવરી

તો ગોળ જેવી લાગે, હાંરે તારીજી ભડી જરૂર ડામ માગેરે. જીવ પાપી. હાંરે ચિત્ત કરે ભાત ભાતના ચાળા, હાંરે કશું નહિ બને કર્મના કાળારે. જીવ પાપી. ૪ હાંરે હૈયે હુંપદની નિત્ય બળે હોળી, હાંરે આખી ઉંમર તો રાખમાં રોળીરે. જીવ પાપી. ૫ હાંરે જુઠા બોલમાં ન વળ્યો જંપ જરીયે, હાંરે દોટ કાઢીને પડચો દુઃખ દરિયેરે. જીવ પાપી. ૬ હાંરે તારૂં મન ભૂત તણી પેરે ભટકે, હાંરે રૂષિરાજ તણા સંત જોઇ છટકેરે. જીવ પાપી. ૭

હાંરે લેને લ્હાવોરે લેને લ્હાવો, હાંરે હવે નહીં મળે ફરી યોગ આવોરે. લેને. ટેક. હાંરે કપટ મ્હેલીને કામકાજ કરીયેરે, હાંરે સાસ ઉસાસે શામળો સમરીયેરે. લેને. ૧ હાંરે સંત મેળાવો નીરખીયે સ્નેહે, હાંરે દોષ અડવા ન દીજીયે દેહેરે. લેને. ૨ હાંરે ચરણ પામ્યો છે ચાલવાને માટે, હાંરે તીરથ સંચરીયે ન રાવણાને સાટેરે. લેને. ૩ હાંરે લોક લાજ તજી રામ નામ લીજે, હાંરે પાત્ર પરખીને અન્નદાન દીજેરે. લેને. ૪ હાંરે તન તોડીને હરીગુણ ગાઇયે, હાંરે સાચા મારગમાં શીદને સંતાઇયેરે. લેને. ૫ હાંરે હરી અર્થ કરી લેને તારી માયા, હાંરે પડી રહેશે તે માણસે પરાયારે. લેને. ૬ હાંરે રહેણી રહ્યા પછી કહેણી તો કથી જે, હાંરે રૂષિરાજ તણી રીતે રામ રીઝેરે. લેને. ૭



( રાગ ફાગ. )

ભજન વિના મૂરખ મરે રખડીરે, ભજન વિના. ટેક. કંઇક દિવસ કંકાસમાં કાઢ્યા, કંઇક દિવસ તને ઉંઘ નડીરે ભજન વિના. ભજન વિના મૂરખ. ૧ કંઇક દિવસ તો બાળપણે બગાડ્યા, જવાની તો દીવાની જેવી બગડીરે ભજન વિના. ભજન. ૨ કંઇક દિવસ બુઢ્ઢાપણે બગાડ્યા, ગોવિંદને સમર્યા ન ઘડીરે ભજન વિના. ભજન. ૩ મુખમાં છળ કરમાં છળ કપટી, છાતી વચ્ચે છળોની સવડીરે ભજન વિના. ભજન. ૪ કંઇક દિવસ ખોયા કજીયામાં, ચલમ કલમની કેફ ચઢીરે ભજન વિના. ભજન. ૫ આજકાલ કરતાંરે અધરમી, પંડ જશે પળ મહી પડીરે. ભજન વિના. ભજન. ૬ સાંભળ કહે રૂષિરાજ શિખામણ, જમડા બાંધી જશે જકડીરે ભજન વિના. ભજન. ૭



ભજન વિના અફળ જનમ તારોરે ભજન વિના. ટેક. દેવ વિનાનું શુનું જેયમ દેવળ, પાણી વિના પનઘટ આરોરે; ભજન વિના. ભજન. ૧ માન વગર મેમાન જગતમાં, દાન વગર નહિ સારોરે; ભજન વિના.

ભજન. ૨ કાન વિનાની કથા સુણવી જયમ, જ્ઞાન વિના ઘોઝારેરે; ભજન વિના. ભજન. ૩ પાણી વિના કદી પ્યાસ મટે નહિ, ડહોળ ભલે દરિયો ખારેરે; ભજન વિના. ભજન. ૪ પેટ અરથ બોલે શીદ પાપી, હરી અરથે કસ્ય હોકારેરે; ભજન વિના. ભજન. ૫ માંન વચન કહે મુખ ઉપર, પુષ્કળ પડશે પેંજારેરે; ભજન વિના. ભજન. ૬ ચેત ચેત રૂષિરાજ કહે છે, વિઠ્ઠલ વરવાનો વારેરે; ભજન વિના. ભજન. ૭



( શ્રી રૂષિરાજ મહારાજના સંપ્રદાય વિષે–પદ, રાગ ગોડી. )

ચાલ હમારી ચાલો, હમારા હો તે ચાલ હમારી ચાલો. ટેક. છત્રીશ પાખંડ સર્વે તજીને, જુનો મારગ ઝાલો. હમારા. ૧ જે મારગે સનકાદિક સંચર્યા, પ્રેમ તણો પીતે પ્યાલો. હમારા. ૨ જે મારગે સ્હામો આવે શામળિયો, નટવર નંદાજીનો લાલો. હમારા. ૩ જે મારગે પાંચ પાંડવ પરવર્યા, ઝાલી ભજનનો ભાલો. હમારા. ૪ જે મારગે કરે વીર વોળાવું, બળવંત લછમન બાલો. હમારા. ૫ જે મારગે હરી ભરપૂર ભાસે, ઠામ ન દીસે કોઈ ઠાલો. હમારા. ૬ જે મારગે રૂષિરાજ કે વાલમો વ્હાલાથી લાગશે વ્હાલો. હમારા. ૭



( રહેણી પાળવા વિષે. )

રાખોને રીત હમારી, હમારા હો તે રાખોને રીત હમારી. ટેક. જાણી જોઈને કોઇ જીવ ન મારવો, કેફની કરશો માં યારી. હમારા. ૧ દારૂ માંસ ચોરી પર દારા, ચ્યારે હરામ જેવાં ધારી. હમારા. ૨ દેવ બ્રહ્મ વળી વેદની નિંધા, ખારાથી જાણજો ખારી. હમારા. ૩ જુઠું વચન કદી જીભે ન બોલવું, પવિત્રાઇ મ્હને પ્યારી. હમારા. ૪ પોત પોતાનો ધર્મજ પાળવો, દયા દિલમાં ઉતારી. હમારા. ૫ નારાયણની નવધા ભકિત, ભવ સંકટ ભાગનારી. હમારા. ૬ રૂષિરાજની આ રીત પાળશો, તો તરશો સંસારી. હમારા. ૭



( શ્રી રૂષિરાજ મહારાજની ઉદાસી વિષે. )

આટલી વાતે ઉદાસી, અમારૂં દિલ આટલી વાતે ઉદાસી. ટેક. હરિ સ્મરણનો તાર તુટે તો, પ્રાણ જશે જાણે નાસી. હમારૂં. ૧ નાસ્તીકનું મુખ નજરે પડે તો, તન મન કંપે છે ત્રાસી. હમારૂં. ૨ ભેખ ધર્યો તોએ માયાના ભોગી, અરરર સમજણ આ શી. હમારૂં. ૩ કથામાં આડી વાતો કરે તો, વદન મૂકો એ વાસી. હમારૂં. ૪ નારી કે નર. નજરે ગમે નહિ,

રૂપ ધન રાજનાં મિજાસી. હમારૂં. ૬ ધ્યાનની વેળે કોઇની વાણી ન ધાતે, તે વાણિ કારમી કજીયાશી. હમારૂં. ૬ કરજ કરે રૂષિરાજને કારણેરે, એ તો ઉદાસી વળી ખાસી. હમારૂં. ૭

( પ્રસન્નતા વિષે. )

રહે છે જોઇ જોઈ રાજી હમારૂં દિલ રહે છે જોઇ જોઈ રાજી. ટેક. નામ મધ્યે એક નરરે નારાયણ, ધ્યાન મધ્યે એ ધરિયાજી હમારૂં૦ ૧ વ્યાસની વાણિમાં પ્રાણથી વ્હાલી, ગોવિંદે ભાખેલી ગીતાજી. હમારૂં૦ ૨ આશ્રમમાં એકલશંગીનો આશ્રમ; જામે છે ત્યાં પ્રીત ઝાજી. હમારૂં૦ તેત્રીશ કોટીમાં સૂરજ શંકર, વિષ્નુ વિઘ્નેશ ને અંબાજી. હમારૂં૦ ૫ પ્રેમી જનને તો પ્રાણ સોંપીશું, દુરીજન છોને બળે દાઝી. હમારૂં૦ ૬ દુરીજનથી રૂષિરાજને દાવો, સમજુ તો સંત સગાજી. હમારૂં૦ ૭

( ધીરજ વિષે-રાગ ધોળ. )

ધીરજ ધરને અરે અધીરા, ઇશ્વર દેશે અન્ન જોને; ખલક તણો છે પ્રભુને ખટકો, માને સાચું મન્ન જોને. ૧ જન્મ્યા પહેલાં જગના નાથે, ઉપાય સોધ્યો શુદ્ધ જોને; હાડ માંસના હૈયા મધ્યે, હૈયે સરજ્યું દુધ જોને. ૨ કોશંટામાં કીટ વસે છે, ઇશ્વર પુરે અહાર જોને; હાથીને મણ કીડીને કણ, ચ્યાર પગાને ચાર જોને. ૩ મસીદ કેરા કેલ મિનારા, ઉપર ઉગ્યાં ઝાડ જોને; પથરા ઉપર પાણી પામે, પરમેશ્વરનો પાડ જોને. ૪ અજગર સુતો અરણ્ય મધ્યે, ડગલું નવ દે દોટ જોને; વિશ્વંભરનું બરદ વિચારો, ખાવાની શી ખોટ જોને. ૫ અનળ જનાવર રહે આકાશે, મદઝર ભરખે મોટા જોને; જગના માટે હરિયે જમાવ્યા, ગગને જળના ગોટા જોને. ૬ મરાળ કેરો ચારો મોતી, વખતે આપે વ્હાલો જોને; રૂષિરાજ કહે રામ ભરૂસો, રાખી મગને મ્હાલો જોને. ૭

બાળક રૂવે બઉવા માટે, માતા સમઝે ન મર્મ જોને; પ્રાણી કેરી મરજી પરખે, ધરણીધરનો ધર્મ જોને. ૧ ચાંચ બનાવી તેને ચિંતા, કાયર મન શીદ કરિયે જોને; પેટ ધડ્યું તે પોષણ કરશે, ફિકર તજીને ફરિયે જોને. ૨ માણક મોતી મોઘાં કીધાં, ઘરથી સોંઘાં ધાન જોને; અમૃત જેવાં પાણી અમથાં, દીનબંધુનાં દાન જોને. ૩ સુરજ આપે પ્રકાશ સહુને, દમડી ના પડે દેવી જોને; વગર બદામે વાય વાયરો, કેશવ કરૂણા કેવી જોને. ૪ સુર-પંખીને સોમણ નિત્યે, ખાવા જોઇયે ખીર જોને; દુધલડાના દરિયા કાંઠે,

સરજ્યાં એનાં શરીર જોને. ૫ જનમ્યાં તેને જીવાડવાની, માવીતરને મમતા જોને; વિશ્વપિતા છે વિશ્વંભરજી, શાથી ન ધરે શમતા જોને. ૬ અજબ દયા છે અલબેલાની, હૈયું રાખો હાથ જોને; રૂષિરાજ કહે પતીજ રાખો, બેલી બદ્રીનાથ જોને.

શું કરવા તું સુખને માટે, દે છે દોડા દોડ જોને; તારાં સુખ તો તુજને શોધે, સુઈ રહે તાંણી શોડ જોને. ૧ માગ્યા વિના મળે મેહુલા, માગ્યે મળે તો માગી જોને; મ્હોંત સરખું માગ્યે મળે, જીવડલા તું જાગી જોને. ૨ અવસર વિના ફળ નવ આવે, સો મણ પાણી સીંચી જોને; પુત્ર વિના પારણિયું ખાલી, સો મણ સાકર વેંહેચી જોને. ૩ માગ્યા વિના સુખ ન મળે તો, સંકટ આવે શ્યાથી જોને; બારણિયામાં સરવે બાંધત, હેમ ભરેલા હાથી જોને. ૪ જગમાં સર્વે પુત્ર ઝુલાવત, વાંઝણિ ન રહત વનિતા જોને; લાલચ રાખે લાભ મળે તો, કોઈ ન દેખત દીનતા જોને. ૫ ભાગ્ય પ્રમાણે ભોગવવાનું એતે કયમ થાય અળગું જોને; કોટી ઉપાયે કેડ ન મ્હેલે, વજ્ર થઇને વળગ્યું જોને. ૬ હિંમત રાખી હરી ભજી લ્યો, બીજી આશા બાળ જોને; રૂષિરાજ કે સુખ દુખ રચના, ભાવ કરીને ભાળ જોને. ૭



ધીરજ રાખે તેને ધન્ય છે, બને નહી બેભાન જોને; પાંડવ પાંચે વન પરવરિયા, દુખને દીધાં માન જોને. ૧ હરિશ્ચંદ્રની હરી સંગાથે, લગની કેવી લાગી જોને; અંત્યજ ઘેરે આપે વસિયા, ભવની ભાવટ ભાગી જોને. પ્રહેલાદજીને પૂરણ પીડા, દૈત્યપતિયે દીધી જોને; સુખના જેવી સહન કરી તો, કેશવે રક્ષા કીધી જોને. ૩ શેર મળ્યું નહીં સુદામાને, તોપણ આનંદ તેવો જોને; મોળી ભાજી વિદુરે માની, સૂતર જેવી શેવો જોને. ૪ મયુરધ્વજરાયે મસ્તક મધ્યે, કરવત લીધું કોડે જોને; સગાળશાહે સુત વધેર્યો, ત્યાગી દીઠા ટોડે જોને. ૫ રંતીદેવના રૂદયા મધ્યે, ઝરણા કેરો યોગ જોને; માધવદાસે લીધો માગી, રાજી થઇને રોગ જોને. ૬ દુખને દેખી હરિજન ન ડરે, કરે ફિકરના ફાકા જોને; રૂષિરાજ કહે રઘુવર બંદા, કાળ તણા પણ કાકા જોને. ૭



( પદ–રાગ ગરબી )

ભમતાં વીત્યા ભવ કેટલારે, ગણતાં પામે નહિ કોઈ પાર હોલાલ, દુખના સાગરમાં કોઈ ડુબિયોરે, અગણિત ફેરા તું આથડયોરે, ચાળવી નાંખી ખાણયો ચ્યાર હો લાલ; દુખના સાગરમાં ડુબિયોરે. ૧ કોટિક

કલ્પની છે કલ્પનારે, મિથ્યા મોહ ભર્યો મનમાંહિ હો લાલ; દુઃખના. હજિયે હેત હરીથી ના કરયું રે, અવળે મારગે શિદને ઉજાય હો લાલ દુઃખના. ૨ અગણિત ફેરા તેં ઇદ્રનારે, ગાદી ભોગવી મૂઢ ગમાર હો લાલ; દુઃખના. તોય તરિયાનો તરસ્યો રહ્યોરે, ધરપત નાવી પડયો ધિક્કાર હો લાલ. દુખના. ૩ કોટિક ફેરા થયો કામનીરે, ત્યાં તો ભોગવિયા ભરતાર હો લાલ; દુખના. તોયે મોહ ટળ્યો નહિ માંસનોરે, ગરધવ જેવો તું તો ગમાર હો લાલ. દુઃખના. ૪ ભવ ભોગવિયા ભુંડનારે, ત્યાં તો જણતરનો નહિ ત્યાગ હો લાલ; દુખના. તોયે દીકરા કાજે દોડતોરે, જેવો કુંભ તકાસે કાગ હો લાલ; દુખના. ૫ લાખો ફેરા લાખેશરીરે, થઇને નાણાં રાખ્યાં થોક હો લાલ; તોયે દમડાની દુગધા રહીરે, પૈશા માટે મ્હેલે પોક હો લાલ; દુઃખના. ૬ જળ થળ જનમ ધર્યા તેં જીવડારે, લેશ ન આવી તોયે લાજ હો લાલ; દુખના. ધરપત વાળે તો ધન્ય છેરે, રામ રટણ કર કહે રૂષિરાજ હો લાલ; દુઃખના. ૭

---

( વિષયીને શિખામણ વિષે–રાગ ગરબી. )

પછે નહીં મળે હાવો જ્યોગરે, અવસર આવ્યો છે; રૂદે વાધે છે વાસના રોગરે. અવસર આવ્યો છે, ૧ ભલે પામ્યો તું તો ભરતખંડરે, અવસર આવ્યો છે, દુર થઈ જાય જમનો દંડરે; અવસર. ૨ વળિ રૂડા દેશે મળ્યો વાસરે, અવસર. થાને દીનબંધુનો દાસરે; અવસર. ૩ નાથે નિરખવા દીધાં વળિ નેંણરે, અવસર. વદિ લેને તું સત્યનાં વેંણરે; અવસર. ૪ વળિ દીધા છે હરીયે હાથરે, અવસર. હવે શોધી લે સંતનો સાથરે; અવસર. ૫ છતિ દેહે તું થઈ જા સંતરે, અવસર. કેડ બાંધીને ભજ ભગવંતરેઃ અવસર. ૬ વેદ શાસ્ત્ર પૂરે છે સાખરે, અવસર. રૂષિરાજની શિખામણ રાખરે; અવસર. ૭

---

નથી જાણતો "એકાદશીનું નામરે, રામ તને કેમ રીઝે. નથી ફર્યો પરમાત્માનાં ધામરે; રામ તને. ૧ નથી હરિજન સંગાથે હેતરે, રામ તને. નથી કપટી સંગાથે કહેતરે. રામ તને. ૨ નથી દાસતણી દયા દીનતાઇરે; રામ તને. નથી ખોવાણી હજી ખેચરાઇરે. રામ તને. ૩ નથી પાત્ર કે કુપાત્રની પિછાણરે, રામ તને. નથી વાગ્યાં વૈરાગનાં બાણરે, રામ તને. ૪ નથી તપસ્યા કે શમરણની ટેકરે, રામ તને. નથી પામ્યો વિચાર કે વિવેકરે, રામ તને. ૫ નથી સાંભળ્યું ગીતાજીનું જ્ઞાનરે, રામ તને. સમજાણી

સતગુરૂની સાનરે, રામ તને. ૬ નથી સાંભળી પારાણ્ય હીન સાતરે, રામ તને. નથી વ્હાવી રૂષિરાજ કેરી વાતરે, રામ તને. ૭



( નવધા ભક્તિ વિષે–પદ, રાગ ધોળ. )

સંતો ભક્તિ શ્રવણ પહેલી સાશારે, એક ચિત્તથી શ્રવણે આરાધોરે. ૧ વીણાજંતરની સુણી વાણીરે, મૃગલાં તજે ચારો પાણીરે. ૨ મળે એકઠાં શબ્દનાં મોહ્યાંરે, એક સુરતા અચળ ચિત્ત પ્રોયાંરે. ૩ એવા થઇને સભા માંહે આવોરે, લોને આ ટાણે લાખેણો લ્હાવોરે. ૪ જેવાં ચિત્રેલાં ભીંતમાં ચિત્રરે, એવા થઇને બેસો મારા મિત્રરે. ૫ પહેલી ભગતી તો પરિક્ષતે માણીરે, પીધી પ્રેમેથી શુકજીની વાણીરે. ૬ રૂષિરાજની આવી છે રીતીરે, જાણી લો તો જગત જશો જીતીરે. ૭



બીજી કીરતન ભગતીમાં બૂઝોરે, પ્રીતે પ્રભુજીને શબ્દેથી પૂજોરે. ૧ જેવી વીવાહમાં ખીલે જાનડિયોરે, જાણે ચિંતામણી મણી જડિયોરે. ૨ એવા પ્રેમેથી હરિગુણ ગાઓરે, ફરી અવસર નહી મળે આવોરે. ૩ નવ ધાસે જીભડલી તો જરીયેરે, આઠે પહોર મુખેથી ઉચરીયેરે. ૪ અવતાર ચરિત્ર ઉમંગેરે, ગાતાં શીખિયે સંતોને સંગેરે. ૫ બીજી ભગતી તો નારદ બોલેરે, ગુલતાન થઇ દિલ ડોલેરે. ૬ રૂષિરાજ એવી રીતે રાચેરે, ગાતાં કીરતન નટવર નાચેરે. ૭



ત્રીજી સમરણ ભગતી તો તારેરે, ભવસાગર પાર ઉતારેરે. ૧ નવ હાલે જીભલડી તો જરિયેરે, સાસેસાસ હરીને સમરિયેરે. ૨ નાભીથી બોલો કંઠ લગણિયાંરે, આવી ભગતીનાં લ્યુંરે ભામણીયાંરે. ૩ જેમ લાખો ક્રિયા કરે લોભીરે, તોયે સુરતા તો ધનપર થોભીરે. ૪ ચરે ગાવડલી વન ચારેરે, વીસરે નહિ વાછડો પ્યારેરે. ૫ એમ બેસતાં હરતાં ને ફરતાંરે, રહેવું સંતોને સમરણ કરતાંરે. ૬ ત્રીજી ભગતી ત્રિલોચન કેરીરે, રૂષિરાજ કે' અંતરે ઘેરીરે. ૭



ચોથી ભકતી તો સંતોની સેવારે, ઘેર બેઠે ગંગાજીને રેવારે. ૧ હાથ કરૂણા કરી દીધા હરિયેરે, કોડે કોડે સેવા નિત્ય કરિયેરે. ૨ માન મૂકીને સેવા સાંભળોરે, રીઝે નંદકુંવર લટકાળોરે. ૩ બીજી ભગતી સુગમ સુખદાઇરે, સેવા ભકતી કઠણ છે ભાઇરે. ૪ અભિમાનીને પાસ ન આવેરે, ભલે નાચે કુદે ભલે ભલે ગાવેરે. ૫ સેવા ભગતી તો શવરીને સોઇયેરે,

હમારા હો તો રાખવી જોઇયેરે. ૬ રૂષિરાજ કે' મોક્ષની દાતારે, સેવા ભકતી કરે સુખ શાતારે. ૭

સંતો પાંચમી અર્ચન ભકતીરે, સાચા ભાવની જોઇયે છે શકતીરે. ૧ નંદલાલાને લાડ લડાવોરે, ફુલ ચંદન થાળ ધરાવોરે. ૨ એના ભોગી તો અંબરિખ જેવારે, શુદ્ધ બુદ્ધિની પાંચમી સેવારે. ૩ છઠ્ઠી ભકિત તો વંદન સાચીરે, પ્રભુ પાસે ગરૂડજીયે જાચીરે. ૪ હરિ કે હરિના જન જોઇનેરે, શીશે નામીયે હુંપદ ખોઇનેરે. ૫ છઠ્ઠી ભકિતીથી શોભે છે સૃષ્ટિરે, છઠ્ઠી ભકિતથી વરસે છે વૃષ્ટિરે. ૬ જે કોઈ સંતોને ચરણે નમે છે રે, રૂષિરાજ કે, ગુરૂને ગમે છેરે. ૭

દાસ ભકતી તો સાતમી દેખુંરે, એના મૂલનું નહિ થાય લેખુંરે. ૧ આતો ભક્તીની વાતો છે ઉંડીરે, દાસ ભકતીની મુકતી છે લુંડીરે. ૨ જ્ઞાન હેમાળે મન જેનું ગળિયુંરે, દાસ ભકતીનું પદ તેને મળિયુંરે. ૩ આમાં પોતાપણું નવ ચાલેરે, મન આજ્ઞામાં નિત્ય મ્હાલેરે. ૪ દાસ ભકતીના હનુમાન ભોગીરે, ત્રાસ ખેંચે ભલા જોગીરે. ૫ દાસ ભકતીમાં ઓધવ ડાહ્યારે, જેને મુદલ ના નડી માયારે. ૬ ધન્ય આ ભકતી જેણે જાણીરે, રૂષિરાજે વિશેષ વખાણીરે. ૭

સખા ભકિત છે આઠમી સંતોરે, રિઝાવા ગિરધર ગુણવંતોરે. ૧ પ્રભુ ને કરો પ્રાણથી પ્યારારે, એક નિમિષ ન મ્હેલિયે ન્યારારે. ૨ સખા ભકત તો અરજુનને સાધીરે, મટી આ જગકેરી ઉપાધિરે. ૩ નવમી ભકિત તો આત્મનિવેદનરે, કરો તો થાય સંશ્રુતિ છેદનરે. ૪ હરિ અર્પણ સરવસ માયારે, સુત દારા ને પોતાની કાયારે. ૫ નવમી ભકિત શિખ્યા બળરાજારે, જેણે જગન કર્યા હતા ઝાઝારે. ૭ છેલ્લી ભક્તિ તો ભક્તિનું છોગુરે, ભલે જડિયું રૂષિરાજનું યોગુંરે. ૭

વ્યાસ વાલમિક નારદ જેવારે, એતો નોંધે છે નવધાની સેવારે. ૧ વળી નવધા વાટ વસમીરે, પ્રેમલક્ષણા ભક્તિ છે દશમીરે. ૨ એતો ગોપીએ રંગભેર રાખીરે, શુકદેવમુનિ એના સાખીરે. ૩ પ્રેમ લક્ષણમાં બુડે પ્રાણીરે. એનું નવધા ભરે છે પાણીરે. ૪ પ્રેમ ભગતીના વીરલા ઉપાશીરે, એને આંગણે કોટિક કાશીરે. ૫ મોંઘા પણ માહારા હરિજન માટેરે, કર્યાં અર્પણ મેં પદ આઠેરે. ૬ ગાય શીખે સુણે નરનારીરે, રૂષિરાજ રીઝે ગીરધારીરે. ૭

( રાગ ગરબી )

ઓરા આવોને એકશૃંગીરે, મુનીરાજ મેવાસી; તમે સાચા માણસના સંગીરે, મુનીરાજ મેવાસી. ૧ આપે ત્રેતામાં અવતાર લીધોરે, મુની. વાસ સાબરને કાંઠડે કીધોરે; મુની. ૨ તપે કરી ત્રણ ભુવન ડોલાવ્યારે, મુની. આશીશ દેવા ગાયત્રિ માત આવ્યાંરે; મુની. ૩ ઘણા વરસ લગી લોક પામ્યું છે કષ્ટીરે, મુની. આપે વરસાવી દેશમાં વૃષ્ટિરે; મુની. ૪ દશરથ પુત્ર વિના દુખીરે, મુની. ગુરૂ કહીયે જેના વાસિષ્ટ રૂખીરે; મુની. ૫ તેણે તેડાવ્યા આપને ઉમંગેરે, મુની. પછે પધાર્યા રાજ રૂડે રંગેરે; મુની. ૬ સારી પેઠે રાયે સનમાન કીધુંરે, મુની. ચરણ ધોઈ ચરણોદક પીધુંરે; મુની. ૭ પછે જગન કરાવ્યો આપ જેવારે, મુની. આખી પૃથ્વીમાં કુણ કરે એવારે; મુની. ૯ પછી મહેર કરી બોલ્યા મુની બાવારે, મુની. ચાર થાળે કુંવર જપ ચહાવારે; મુની. ૧૦ આપ વચનથી રામચંદ્ર આપ્યારે, મુની. સાથે વૈકુંઠની સૈન્યા લાવ્યારે; મુની. ૧૧ આપે ખોળામાં રામને રમાડયારે; મુની. ઘણી વાર જગન્નાથને જમાડયારે; મુની. ૧૨ વળી બળીરાજા ઇંદ્ર થશે જ્યારેરે, મુની. સાત રૂખિયોના ભુપ થશો ત્યારેરે; મુની. ૧૩ ત્યાં સુધી અહિં આશ્રમ તમારેરે, મુની. કોક સંસકાર જાગીયો હમારેરે, મુની. ૧૪ ધ્યાન વ્હાલા તમારૂં ધરિયેરે, મુની. નિત ફિકરના ફાકડા ભરિયેરે; મુની. ૧૫ જેવાં છોરૂડાં રઝળે નમાયાંરે, મુની. એવાં હતાં તે ઓળવે આયાંરે; મુની. ૧૬ હવે પિતા તમે ને તમે માતારે, મુની. તમે સગા સહોદર ભ્રાતારે; મુની. ૧૭ તમે ગુણસાગર હમે ઘેલારે, મુની. તમે મોટા યોગીને હમે મેલાંરે, મુની. ૧૮ તમે તીખા તપેશરી ત્યાગીરે, મુની. હમે તો રાંકડાં રાગીરે; મુની. ૧૯ હમે પકડયો રાજનો પલ્લોરે, મુની. ભેખ પહેર્યો તમારો ભલ્લોરે; મુની. ૨૦ બિરદ બાનાનું રાખવું પડશેરે, મુની. નકે સેવકને સંસાર નડશેરે; મુની ૨૧ હવે પાળવાં પડશે અમનેરે, મુની. ભુખ્યાં તરશ્યાં પજવીશું તમનેરે; મુની. ૨૨ ભાણ ઉગ્યે અંધારૂં ન ભાગેરે, મુની. ત્યારે સુરજને શીદ પગે લાગેરે; મુની. ૨૩ કલ્પઝાડ તળે દુઃખ પામે કાયારે, મુની. તારે શીદ એની શોધીયે છાયારે, મુની. ૨૪ ગાંડા ઘેલા પણ છૈયે તમારારે, મુની. કરો કાળજાં કોમળ હમારાંરે; મુની. ૨૫ દયા દાસડિયાં ઉપર કીજેરે, મુની. અમે રાજને ભરૂંસે રહીયેરે; મુની. ૨૬ કાલાવાલા કાને ધરી લેજોરે, મુની. દયા લાવીને દરશન દેજોરે; મુની. ૨૭ જોજો અરજી સંતાડતા છાનીરે, મુની. વચ્ચેછે રૂષિરાજની જમાનીરે; મુની. ૨૮

**ઈતિ વિષયનું અંગ—પ્રકરણ બીજું સમાપ્ત.**

# અથ મુમુક્ષનું અંગ.



પ્રકરણ ૩ જું.

( પદ—રાગ ગરબી. )

રામ ચરણ અનુરાગ્યા, જગમાં સોઈ જાગ્યા. ટેક. સંત સમાગમ સાંભળ શ્રવણે, વિરહના ભલકા વાગ્યા. જગમાં સોઈ જાગ્યા. ૧ મનુષા જનમનો મહિમા પીછાણ્યો, ભવના ટંટા ભાગ્યા; જગમાં સોઇ જાગ્યા. ૨ ધન તન ધામ વિષય રસ ઢોળ્યા, પ્રેમ પિયાલા માગ્યા. જગમાં. ૩ દુર્લ્લભ કહે હરિદાસને દેખી, લળિ લળિ ચરણે લાગ્યા; જગમાં. ૪



ભરપુર મોહે ભરેલા; નર એજ ઊંઘેલા. ટેક. તીર ભુમી પવિત્ર તજીને, ફોગટ જ્યાં ત્યાં ફરેલા; નર. ૧ નારાયણની કથામાંથી નાઠા, ઠગના મંડળમાં ઠરેલા; નર. ૨ મેહેનત કરતાં તને ઉઠે તણખા, ચોરીના માલ ચરેલા; નર. ૩ હરીજન છાંડી કહે દાસ દુર્લ્લભ, કપટીના સંગ કરેલા; નર.



લાલચમાં લપટાણા, નર એજ ઠગાણા; ટેક. ક્રોધ ભરેલી અહોનિશ આંખ્યો, વહેમને હાથે વેચાણા; નર. ૧ કૃષ્ણ કથા તો ગમે નહી કાને, અવળી કથામાં ઉજાણા; નર. ૨ હુંપદની જેના હૈયામાં હોળી, અજ્ઞાનમાં અવરાણો; નર. ૩ દુર્લ્લભદાસનો દેવી વીસારી, તૃષ્ણાને પુરે તણાતા; નર. ૪



જેણે ભજ્યા જદુરાયા, નર એજ કમાયા; ટેક. ભજન તણાં જેણે ભુવન બનાવ્યાં, પુન્યના નાખ્યા પાયા. નર. ૧ ભરપુર એ સકળ ભ્રમ ભાસે, શંસય સરવે સમાયા; નર. ૨ પાપનું નામ સુણી વળ્યા પાછા, ધર્મના કામમાં ધાયા; નર. ૩ દુર્લ્લભ કે' દિલ શુદ્ધ કરીને, ગોવિંદના ગુણ ગાયા; નર. ૪



( રાગ ગરબી. )

વનમાં પણ માયા વળગેરે, સુખ રહ્યું છે સમજણમાં; સંપતમાં બુદ્ધિ સળગેરે; સુખ. ૧ ગેરૂ પણ બટો લગાડેરે, સુખ. પાઘડી નરકમાં પાડેરે, સુખ. ૨ ચંચળ પણ નરકે ચાલેરે, સુખ. જડ જમનો મારગ ઝાલેરે; સુખ. ૩ કેઈ પંડિત પાપી પુરારે, સુખ. કેઈ મુરખ છાળમાં શુરારે; સુખ.

૪ કેઈ ઘરબારી ઘોજારારે, સુખ. કેઈ ભેખ સરપના ભારારે, સુખ. ૫ કેઈ ભુપતિ જનને ભેટેરે. સુખ. કેઈ ભીખારી જમપુરી વેઠેરે; સુખ. ૬ રૂષિરાજ ગુરૂગમ રહેમીરે, સુખ. એ તો સંકટ ઉપર છેણીરે; સુખ. ૭

અરે જીવ શું કરવા આથડે, પ્રભુની ગમગુરૂ વિના નહિ પડે; ટેક. ખોજ કરી નહી ખેવટીયાની, નવ બેઠો નાવડે; તુંબડું લેઇને હાથે તરતાં, અરણવ કેમ આવડે. પ્રભુની૦ ૧ બહેતાળામાં તેજ બળે પણ, દરશે દીવા વડે, આંખ્યોનો આગળો હોય પણ, અંધારે આખડે. પ્રભુની૦ ૨ શિષ્ય થયો નહી શીલાટનો તે, થોર વિના થાપડે; ઔષધ દે ઉસ્તાદ વિના તો, શરીર આખું સડે. પ્રભુની૦ ૩ અખાડામાં અભ્યાસ કર્યા વિના, નહી એ મલ્લ નીવડે; દાવ પેચમાં દીલ દીધા વિણ, લાતમલાતા લડે. પ્રભુની૦ ૪ ગાન કળાના ગુરૂ મળ્યા વિના, તાળ ચુકે તાકડે; રાગ તણું ઘર છેટે રહેશે, ઉંટ રાગે આરડે. પ્રભુની૦ ૫ વગર ભણ્યે વાદીની વિદ્યા, રોપે પગ રાફડે; મણી ખોળતાં ફણી મળે તો, ઉછળીને આભડે. પ્રભુની૦ ૬ રૂષિરાજ ભણતાં રસનાયે, ચૌદે વિદ્યા ચઢે; ગુરૂ વિના ભણી સર્વ ગયો પણ, જાણકુંચી નવ જડે. પ્રભુની૦ ૭

જ્ઞાનમાં ગુરૂ દયાથી ગળે, ભજનમાં તેની સુરતા ભળે. ટેક. ગ્રાથ કથાના ઘાટ ઉઠે પણ, વિચારી પાછા વળે; પરધનને પરનાર પેખતાં, ચિત્ત જરા નવ ચળે. ભજનમાં૦ ૧ હરતાં ફરતાં હરેક કામે, રામ નામ ધન રળે; કાયાનું ગુજરાન કરે પણ, તનની મમતા ટળે. ભજનમાં૦ ૨ સંત તણી સુખદાઈ શીખામણ, સુરત ધરી સાંભળે; આતમ રૂપ તણોનિત આનંદ, અંતરમાં ઉછળે. ભજનમાં૦ ૩ હરિજન થઈ હેતે હરિજનને, માન મુકીને મળે; અંતરમાંથી ટળે અકડતા, લાવણ્યતાથી લળે. ભજનમાં૦ ૪ લીલાં સૂકાં સકળ લાકડાં, પાવકથી પરજળે; પ્રભુ પ્રતાપે પાપ કરમનાં, બીજ બધાં ઇમ બળે. ભજનમાં૦. ૫ ખેતીવાડી ખલક કરે પણ ખબર પડે છે ખળે; ઉદ્યમમાંથી ફળ આવ્યાનું, કારણ કર્મી કળે. ભજનમાં૦ ૬ ગોવિંદ ગુણતણી ઘંટીમાં, દોષ ભીતરના દળે; રૂષિરાજ રૂષિયો કૃત રૂઢી, પ્રેમ થકી જો પળે. ભજનમાં૦ ૭



( રાગ ધોળ. )

હરિગુણ ગાવામાં હું સીલા, જગમાં હરીનારે જન; ખર શું ખાઈ જાણે ખીરને, મલકે ઉકરડે મન. પામર પ્રભુરસ તે શું પીએ. પામર હરિરસ

તે શું પીએ. ૧ કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ; પાન બીડાં શ્યાં પાડાને, પાડો શોધે પરાળ. પામર. ૨ અંધા આગળ શી આરસી; સમજે છાણા સમાન; બહેરા આગળ શું બોલવું, કેમ કરી ઉઘડશે કાન. પામર૦ ૩ ભમરે ગેંગાને ભોળવી, બધો દેખાડયો બાગ, જોતાં વાડીનાં ઝાંડવાં, ભાળ્યો વિષ્ટાનો ભાગ. પામર૦ ૪ શ્વાન ન સમજેરે સંપમાં, અગણિત દેતાં ઉપદેશ; નજરે ન્યાતીલા ન્યાળીને, દિલમાં દાખવશે દ્વેશ. પામર. ૫ અન્નનાં ભોજન શાં ઉંટને, રીઝે ઝાંખરને જોઇ; ઇતેડી વળગી અડાણમાં, પીશે પય છાંડી લોહી. પામર૦ ૬ પુરૂષાતન ઇચ્છે પાવૈયો, એકે ન મળે ઇલાજ; કાળી કાંબલ ને કીર્મજનો; રંગ ન લાગે રૂષિરાજ. પામર.

---

ઠરશે કંચનના થાળમાં ડુંગરી વાઘણ દુધ; ત્રાંબા પીતળમાં નહિ ટકે, સો વાર કરિયે શુદ્ધ. પ્રભુ રસ પ્રેમીજન પી શકે, હરિરસ હરિના જન. ૬ સોમવલ્લી સંસારમાં, પચવે બ્રાહ્મણનો પુત્ર; વમશે બીજી સહુ વર્ણ તેને, શું થાય ધાર્યેથી સુત્ર. પ્રભુરસ૦ ૨ ખારા જળનીરે માછલી મીઠા જળમાં મરી જાય. ખાશે કુતરૂં ખીર તો, ઉલક ઓચંતી થાય. પ્રભુરસ૦ ૩ અફિણ કેરીરે ઇયલને, મળશે ગોળેથી મ્હોંત; જળરૂતુ પામીને જવાસા, સુકાય શાખા થડ સોત. પ્રભુરસ૦ ૪ આખા જગનીરે આંખ્યોને, સુરજ ઉગ્યે સુખ થાય; ઉલુક જગતમાં અભાગીયાં, દિવસે કાંઇ ન દેખાય. પ્રભુરસ૦ ૫ સેવે સાકરને, શ્રીમંતો કરવા સુંદર કાય; ખર જો કાંકરો ખાય તો, જીવનું જોખમ થાય. પ્રભુરસ૦ ૬ મોંઘા મુખમલનાં મ્હોંઢિયાં, મઢતાં બગડે પખાજ; દઇને આટલા દાખલા, રચના કીધી રૂષિરાજ. પ્રભુરસ૦

---

પ્રગટે સાચી જો પ્રીતડી, ભેટે સહજે ભગવંત; એવા પ્રેમી આ વિશ્વમાં સમજુ જેવલા સંત. પરખો લક્ષણ એ પ્રેમનાં; સમજો લક્ષણ એ સ્નેહનાં. ૧ ચાતક સ્વાતીની ચાહના, વિષ સમ ધરતીનાં વાર; ચંદ્રમાં સુરતા ચકોરની, એથી ભરખે અંગાર. પરખો૦ ૨ હરિયલ પંખીના હૈયાનો, ભાળો લાકડશુ ભાવ; મરતાં સુધી પણ નવ મ્હેલે, ન ધરે પ્રથવી પર પાવ. પરખો૦ ૩ દિલડું બંધાણું દીવામાં, પ્રેમી દેખો પતંગ; રોકયો તોયે પણ નવ રહે, અર્પે પોતાનું અંગ. પરખો૦ ૪ શબ્દ વીણાનો સાંભળી, ટુટે તૃશ્નાથી તાન; મોહ્યાં નાદમાં મરગલાં. ભુલે ચરવાનું ભાન. પરખો૦ ૫ સતી પોતાના સ્વામીના, સાથે બાળે શરીર; શુરો દોડે સંગ્રામમાં, છેદે પોતાનું શિર. પરખો૦ ૬ ભમરો કમળનો ભોગીયો, પ્રેમે ખુવે છે પ્રાણ; રચના આવી રૂષિરાજની, એ પણ પ્રીતિ એંધાણ. પરખો૦ ૭

---

નૈષ્ઠિક બ્રહ્મચારી નારદજી, સનકાદિકને શુકદેવ; પામ્યા એવાની પંક્તિને, ઘેરે બેઠે ગંગેવ. સમજુ તરિયા સંસારમાં બીજા બૂડયા સંસારમાં. ૧ સુદામાજીને સુંદરી, ઉપજ્યાં બાળક બે આઠ; જનકે રૈયતને જાળવી, રાખ્યો ઠકુરાઇનો ઠાઠ. સમજુ૦ ૨ વાડવ કુળના વસીષ્ઠજી, વદતા વેદનો વાદ; અસુર કુળ માંહી ઉપજ્યા, પહેલા જુગમાં પ્રહેલાદ. સમજુ૦ ૩ સતી તારાને સતરૂપા, નિરગુણ રૂષિયોની નાર; પુત્રી વેશ્યાની પીંગળા, પહોંચી વૈકુંઠ પાર. સમજુ૦ ૪ સુવરણ લંકા સોહામણી, ભોગવી વિભિક્ષણ ભુપ; વિદુર નિરધન વૈરાગીયા, સમજ્યા આતમ સરૂપ. સમજુ૦ ૫ યોગી ભોગી જાતનો, નથી જડતો નિરધાર; સમજણ શુદ્ધિ સિદ્ધાંત એ, પાડે નિગમ પોકાર. સમજુ૦ ૬ શવરી કોળીના સાથમાં, સમજી ભગતીનો ભેદ; રીઝવ્યા રઘુવર રૂષિરાજ કે', જેને વરણવે વેદ. સમજુ૦ ૭

( રાગ ધોળ. )

પડવેયે પરમાતમા નથી છેટેરે, ભાગ્ય પ્રતાપે જો સદગુરૂ ભેટેરે. ૧ બીજે બીજી વાત મુકોને બાળીરે, હરતાં ને ફરતાં જપો વનમાળીરે. ૨ ત્રીજે ત્રિવિધિના તાપ બુઝાશેરે, સમરણ જો થાય સાસ ઉસાસેરે. ૩ ચોથે તો ચિંતા ચોરાશીની ભાગેરે, તન ધનની લાલચ જ્યારે ત્યાગેરે. ૪ પાંચમે પર્વત તણીને ઓઠેરે, કુંજરને જ્યમ ઢાંકિએ કોઠેરે. ૫ છઠે તો સહેજમાં ઉકેલ એનોરે, જે નર ભાવ ભજન માંહિ ભીનોરે. ૬ સાતમે સાતમી ભુમિકા સહેલીરે, આનંદની જેના અંતરે એહેલીરે. ૭ આઠમે આઠે છુટી જાય પડદારે, સદગુરૂ શબ્દના જો ખમે ગડદારે. ૭ નુમે તો નરને નારાયણ નિત્યેરે, પ્રપંચ મ્હેલીને સંભારો પ્રીત્યેરે. ૯ દશમે દોહિલી ભક્તી છે દશમીરે, રાખજો આગળ ઘાંટી છે વસમીરે. ૧૦ એકાદશી વ્રત આવે છે દહાડીરે, નાખીયે મુળ કબુદ્ધિનાં કાઢીરે. ૧૧ બારશે બાર સ્કંધનો સારરે, કહેણી ને રહેણીથી પામીયે પારરે. ૧૩ ચૌદશે ચૌદ વિદ્યા કેરૂં સત્યરે, આ તનથી જાુદું આતમ તત્વરે. ૧૪ પુનમે પુન્યનાં ફળ સહુ પામેરે. જ્ઞાન વિના ભવ રોગ ન વામેરે. ૧૫ પંદર તિથિયોને વેદે પ્રમાણીરે, વાદ વિના રૂષિરાજની વાણીરે. ૧૬

( અજ્ઞાનમાં દુઃખ રહ્યું છે તે વિષે રાગ ધોળ. )

સદા સુખિયા જગતમાં સંત, દુરીજન દુખિયારે; નાવે અકળામણનો અંત, મુરખમાં મુખિયારે. ૧ રૂવે રાત દિવસ સહુ રાંક, ભુખે મન ભટકેરે; વડો પુર્વ જનમનો વાંક, ખરેખરો ખટકેરે. ૨ તાલેવંતને અંતરે ત્રાસ,

ધાંખના છે ધનનીરે; રખે થૈ જાય નાણાનો નાશ, મહા વ્યાધી મનનીરે. ૩ સવાસણને ધણીનો સંતાપ, હુકમ કરે હાળીરે, વિધવાનાં પુરણ પાપ, ઉમર ઓશિયાળીરે. ૪ વણ પરણેલા મનમાં મુંઝાય, ફોગટ જેવા ફરિયેરે; પરણેલા પુરણ પસ્તાય, હવે શું કરિયેરે. ૫ ભોગ લાગ્યા તે લીધો ભેખ, બોલે એવું બાવારે; પડી રાખમાં રોબડ રેખ, એથી થયા આવારે. ૬ જેને પ્રપંચ ઉપર છે પ્રીત, ઝુરે એ તો ઝાઝુરે; રૂષિરાજની સમજે રીત, તેને સુખ તાજુંરે. ૭

મહા દુઃખ ધરે અહિપાળ, ઘણા વેરી ગાજેરે; ઝેર દીધાની અંતરે ઝાળ, દહાડી દિલ દાઝેરે. ૧ પુત્રવંતીઓ ચુંટે પેટ, છકી ગયા છૈયારે; કરૂં ક્યાં લગી તારી વેઠ, કાળા મોંના કૈયારે. ૨ જેની રહે છે કુંવારી કુખ, એતો ઢોળે આંસુરે; દહાડી સંભારે દારૂણ દુઃખ, જનમ ગયો ફાંસુરે. ૩ કુળવંત કરે કકળાટ, દેવા માંહિ ડુલ્યારે; આઠ પહોર અખંડ ઉચાટ, ભજન એથી ભુલ્યારે. ૫ ઓછા કુળવાળા અકળાય, વધી ગયા વાંઢારે; પ્રભુ સરજાડયા શીદ આંહિ, ન સરજાડયા ઢાંડારે. ૬ જેને પ્રપંચ ઉપર છે પ્રીત, દારૂણ એતો દુખિયારે; રૂષિરાજની સમજે રીત, સદા એતો સુખિયારે. ૭

ડાહ્યાનાં દિલ દહાડી દુભાય, ભોગે થયા ડાહ્યારે; ઘડિ જંપ્યા નહીં ઘર માંય, કર્યા લોકે ડાહ્યારે. ૧ મુરખા મનમાંહિ મુંઝાય, પશુ જેવા પાકયારે; ખુણે જઇને નિસાસા ખાય, ઝુરી ઝુરી થાકયારે. ૨ ભણેલાંને જડે નહિ ભેદ, ગયું સુખ છેટેરે; વાંચી વાંચી ઉથામ્યા વેદ, જાણ્યું બ્રહ્મ ભેટેરે. ૩ દયાવંતને અંતરે દાઝ, દુખે ભરે ડગલુંરે; રાજા ભરતે તજ્યું બધું રાજ, તોયે થયા મૃગલુંરે. ૪ જોગી થઇને સાધે વનજોગ, સિદ્ધિયોના સારૂરે; વાધે અંતરે વાસના રોગ, વડું દુખ વારૂરે. ૫ દેવલોકમાં વળિયો ડાટ, જરાયે ન જપિયારે, ઇંદ્રને આઠે પહોર ઉચાટ, ત્રાસે જોઇ તપિયારે. ૬ જેને પ્રપંચ ઉપર છે પ્રીત, એને દુખ દરિયારે; રૂષિરાજની સમજે રીત, સુખે એતો ઠરિયારે. ૭

( રાગ ધુમાર. )

તજ તજરે મનવા તું જુઠી આશ, આ તો ઝાંઝુવાનાં પાણી ન મટે પ્યાસ. તજ તજરે. ટેક. કંઇક વાર ભોગવીયા તેં રાજભોગ, તોય રંચ મટયો નહિ લોભરોગ; કંઇક વાર થયો શાહુકાર શેઠ, તોય પૈશાને માટે કુટે છે પેટ. તજ તજરે૦ ૧ કંઇક વાર ભોગવિયા તેં નરકકુંડ, ત્યાંતો જમડે દીધો તને ખુબ દંડ; તારે માથે ઉગ્યા દુખનારે ડાબ, હજી જાણેછે

લઉરે ઉંડાળે આભ. તજ તજરે૦ ૨ કંઇક વાર ચું'થી તેં તો ચ્યારે ખાણ, તોય ન મટી હજી તારી તાણાતાણ; ફટ ફટરે તેં તો કીધો અપાર ફેલ, હજી વળગેછે દિન દિન માયા મેલ. તજ તજરે૦ ૩ ધુમાડાની મુંઠી જેવી ડાલી ઠમ, ગાંધ્રવ કેરી નગરી તો ખાલી ખમ; એમ સકળ જગત કેરૂં જુઠું સુખ, અરેરે આતો દીસેછે દુખ. તજ તજરે૦ ૪ દશ મોડી ગયો તું તો હરની દેશ, અલ્યા ભુલ્યો ભમે છે તું વેશ બેશ; જાણભેદુ ખલકમાંથી ગુરૂને ખોજ, પીલે રામકથા રસ રોજ રોજ. તજ તજરે૦ ૫ ઉઠ આળસ મરડીને જાગ જાગ, રૂડો સંત સમાગમ માગ માગ; બદરીપતીનું નામ બોલ બોલ, હૈયે ખંભાતી વાસ્યાં છે ખોલ ખોલ. તજ તજરે. ૬ દ્રઢ અંતરમાં કર ધુનધુન, મુખે લેને ગપાટાની મુન મુન; રૂષિરાજનિ શીક્ષા તું રાખ રાખ, ભલાં સાજનાં વાકય ભાખ ભાખ. તજ તજરે. ૭

( દુષ્ટનો સંગ તજવા વિષે. )

તજ તજરે મનવા તું દુષ્ટ સંગ, એનો સંગ ભજન માંહી પાડે ભંગ; તજ તજરે. ટેક. એક સાધુએ ભલેરો દીઠો સાપ, દુધ પાઈ પાઇને ઉછેર્યો આપ; એક દહાડી તે નુગરાને ફાવ્યો લાગ, નાવી મહેર નમેરો ડસ્યોરે નાગ. તજ તજરે૦ ૧ એક બ્રાહ્મણ શીખ્યો તો અમર મંત્ર, મુવા વાઘ ઉપર જઈ કીધો તંત્ર; ધુધવાટો કરીને ઉઠયો સિંહઘોર, ખાઈ ગયોરે બ્રાહ્મણને હરામખોર. તજ તજરે૦ ૨ એક ઉંદરને અંધે આવ્યું શીત, પાંખમાં ઘાલ્યો હશે કરીને પ્રીત; હુંફ વળતાં આવી હુશીઆરી કાંક, પછે પંખીરાજ કેરી કાપી પાંખ. તજ તજરે૦ ૩ એક કણબીએ આંગણે પાળ્યો કાગ, રોજ રોજ સમાગમે બાંધ્યો રાગ; એક દહાડી તે નુગરાને ફાવ્યો લાગ, આંખ્યો ફોડીને ઉડી ગયોરે કાગ. તજ તજરે૦ ૪ એક ગામમાં એવો બન્યોજ ખેલ, પાયું સાંઢીયાને મણ પાંચ તેલ; કરવા લાગ્યોરે હરાઈનાં કામ, થોડે થોડે ઉજડ કીધું એજ ગામ. તજ તજરે. ૫ એક નારીયે પાળી બીલાડી પાસ, દુધ પાય અને પોતે પીયે છાશ; જાયો વનિતાયે પુત્ર કેસરીયો વર્ણ, મનીબાઇયે તો પુત્રનું કીધું મર્ણ. તજ તજરે૦ ૬ ત્રીસવાર તપાસીને જોઇયે તાલ, ત્યારે હાથમાં આવે અમુલ્ય માલ; રૂષિરાજની રીતેથી રીઝે રામ, નવ દુષ્ટનું લીજે પ્રભાતે નામ. તજ તજરે. ૭

( ધરમના કામમાં ઢીલ ન કરવા વિષે. )

કર કરરે મનવા તું ધરમ કાજ, કાલ કરવાનું હોય તે કરને આજ; કર. ટેક. વાયદે ચઢયે કૈકનાં વંઠયાં કામ, ધર્યાં મુકીને જાવું ધરાને ધામ;

તેને માટે આવડલું શું લાવે તાન, જોને ભજન તણું નિત થાય જાન. ક૦ ૧ શેખશલ્લીના સરખા વિચાર છાંડ, પ્રભુ સનમુખ પગલાંરે ભરવા માંડ; દેવતાને દુર્લભ આ તો મનુષ દેહ, તેં તો કાંઈ વિચાર કીધો ન તેહ. ક૦ ૨ મળ્યો મુરખને મણિ અમુલ્ય મુલ્ય, બાંધ્યો બકરીની કોટમાં પથરા તુલ્ય; ઈમ ઉત્તમ કુળ અવતાર સાર, પણ પરીક્ષ્યા વીના ગોથાં ખાય ગમાર. ક૦ ૩ ગજરાજને ધોબીયે બાંધ્યો ઘેર; પટ લાદવા માંડયા છે ખરની પેર; એમ ઉંચે કુળે વાળ્યો આડો આંક, નથી આમાં વિધાત્રાનો જરીયે વાંક. ક૦ ૪ મળ્યું અમૃત તોય પીયે ન મુઢ, બાસતો મળે તોય ન પહેરે બૂઢ; એમ અમુલખ અવસર એળે જાય, સહુ સંત પ્રસિદ્ધ પુરણ ગાય. ક૦ ૬ ધાલ્યો મર્કટને ગળે મોતી હાર, તોડી નાંખીને નાઠો નગરની બહાર; એમ સંત સમાગમે લાજે અંધ, જમ બાંધી જશે જકડી બંધ. ક૦ ૬ ચુંપ રાખીને ચંડાળ ચેત ચેત, હરી સાથે કરી લેને હેત હેત; તારા કાજે રૂષિરાજે તોડયો તાર, ચ્યારે વરણ ભજન વિના છે ચમાર. ક૦ ૭

( ભગવાનને પ્રસન્ન કરવાના સાધન વિષે. )

જપ જપરે મનવા અજપા જાપ, બૂઝે જાપ થકી તારા ત્રણે તાપ, ટેક. નવ આવે જીભડલીને જરીયે જોર, કામ ક્રોધ બળી જાય ચાવા ચોર; નવ જોઈએ બદામ કે સોના દામ, વળી અંતરમાં વરતે આરામ. જપ૦ ૧ રાખ હરતાં ને ફરતાં અખંડ તાર, સહેજે આવશે ભવદરિયાનો પાર; રૂડી રાખ ચરીઆતો છે રશાણ, માન્ય વેણ નકે મળશે મશાણ. જપ૦ ૨ જીવહિંસા કેફ લળી જુઠ્ઠી વાત, દારૂ માંસ ચોરી ને છીનાળી સાત; તેને તજવા ઉપર તું તો રાખ તાન, ધાર ચારવાનાં હવે રાખી ધ્યાન. જપ૦ ૩ પવિત્રાઈ પ્રથમ દયા દુજી વાત, ત્રીજે પોત પોતાનોરે ધર્મ તાત; ચોથી ભક્તી છે નવધામાં ભેળ ચિત્ત, ખટ શાસ્ત્ર તણો સાર છે ખચીત. જપ૦ ૪ અગીયાર સાધન કેરૂં એક અંગ, શિખ્ય શિષ્ય થઇ સતગુરૂ વિના કોઈ ન પાકે સંત, એમ ગીતામાં કહી ગયા કમળાકંત. જપ. ૫ ટુંકી વાતમાં માન હજાર માલ, કરે આટલું તો હરી રીઝે હાલ; સાધનનું નથી કાંઇ કામ, આમાં લાખ સાધન કેરાં આવ્યાં નામ. જપ૦ ૬ જેમ દરિયામાં નવસે નવાણું ગંગ, જેમ ચિંતામણી માંહી સર્વે નંગ; એમ ચાર અઢારનું તત્વ આજ, પરમારથ કહે પદ રૂષિરાજ.



( ભક્તિના મહિમા વિષે—ધનાશ્રી.

ભક્તિ ભાળીને વ્હાલો મારો રીઝેછેરે વ્હેલો, નવ ગણે જોગી ભોગી વળી ગાંડો કે ઘ્હેલોરે, ભક્તી૦ ટેક. ધાવણાપણામાં ધ્રુવજીને મળિયા મોરારી, કુબજા કરૂપી કરી વ્હાલે પટરાણી પ્યારીરે. ભક્તી૦ ૧ કૈરવે કરેલાં કુર વ્હાલો જમીયા ન જાણી, વિદુરની ભાજી વ્હાલો મારો આરોગ્યા વખાણીરે. ભક્તિ૦ ૨ ભલા ભલા જોગીડે પ્રભુજીનાં મુખડાં ન ભાળ્યાં, પાંડવોને ઘેર પ્રભુજીએ વાસીદાં વાળ્યાંરે. ભક્તિ૦ ૩ ઉંચા ઉંચા આચારી કેરાં વ્હાલે પીધાં નહીંરે પાણી, ખીચડલો ખાધો કરમાનો ઓડકાર આણીરે. ભક્તી૦ ૪ ભરૂવાડાં ભેળા વ્હાલો મારો રંગેથી રમીયા, કાંગુવા સુદામા કેરા વ્હાલો ઝડપીને જમીયોરે. ભક્તિ. ૫ સારી સારી સતિયે વ્હાલાજીનાં વારણાં ન લીધાં દુષ્ટ કર્મ વાળી ગુણકાને દરશન દીધાંરે. ભક્તિ૦ ૬ શવરીનાં બોરાં સીતાપતિ જમીયારે જાચી, રૂષિરાજ કહે છે પ્રેમેથી રાચીરે. ભક્તી૦ ૭



ભક્તિના ભોગી દુનિયામાં વીરલારે, દેખું તિલક ને માળા વાળા તણું લાખે ન લેખુંરે. ભક્તી૦ ટેક. ધીરજ ધરશે કહો કુણ જનકનારે જેવી, મ્હેલમાં લાગી લાહ્ય તોયે કથા સુણી કેવીરે. ભ૦ ૧ સગાળશા શેઠે અતિથીની મરજી ના ઉથાપી, ખાંડણીયે ખાંડયું કેલૈયાનું મસ્તક કાપીરે. ભ૦ ૨ રાજા રંતિદેવે અડતાળીશ ઉપોશણ કીધાં, અંત્યજને આપ્યાં જળ પણ પોતે ન પીધાંરે. ભ૦ ૩ અસુરે અતીશે દુઃખ પ્રહલાદને દીધું; પણ ન વીસર્યો પ્રભુને તો કારજ સીધુંરે. ભ૦ ૪ સુદામાના છૈયા તણા ગયા ભુખે પગ ભાગી, શામળિયો સખા તોએ માયા સ્વપ્ને ન માગીરે. ભ૦ ૫ વસીષ્ટના સો પુત્ર વીશ્વામીત્રેરે વીદાર્યા, ક્રોધ નવ કર્યો અવગુણ ઉરમાં ન ધાર્યારે. ભ૦ ૬ ભુપતિ બીભીક્ષણ રાક્ષસ ભેળારે રહીને, રૂષિરાજ કહે સ્વામી ભજ્યા દુખડાં સહીનેરે. ભ૦ ૭

---

ભગતી વીના તો સાધન એકે નહીંરે સાચું, કરી વીના વ્યાધિ ન મટે પડે વૈદુ રે કાચુંરે; ભગતી વીના. ટેક. ત્રણે રૂતુ માંહી તરૂતણી તપશ્યા તપાસો, સંસાર છુટે મળે નહી વૈકુંઠ વાસોરે. ભગતી૦ ૧ કતરાં કરોડો મધુગરી ઘરોઘર માગે, માન ગયું મટી તોય દુઃખ ભવનાં ન ભાગેરે. ભગતી૦ ૨ જળ માંહી જીવે વારીચર હમેશાં વસીને; પવીત્રાઈ પાળી તોય પ્રભુ મળ્યા નહી હસીનેરે. ભગતી૦ ૩ ગુણકા ગાવા માંહી કુણ કાઢેરે

ખામી, રાગડા કર્યાંથી રીઝે નહી સીતાનો સ્વામીરે. ભકિત૦ ૪ ઉંધે શીરે આખો દહાડો વાગોળ ઝુલે, રામજી ન રીઝે એહવે તપે ભ્રમણામાં ભુલેરે. ભકિત૦ ૫ નોળીકર્મ નીત્યે કરે રહે ઉઘાડેરે અંગ, બ્રહ્મચારી ભલો બ્હેલ તોય રીઝે ન શ્રીરંગરે. ભકિત૦ ૬ વખાર્યો ભરીને કંઠીયો રાખેરે વેપારી, રૂષીરાજ રીઝે નહી તોય કુંજબીહારીરે. ભકિત૦ ૭

ભક્તિ વીના તો નર તારી કાયા છે નકામી, અવર ઉપાયે રીઝે નહી અંતરજામીરે. ભકિત૦ ટેક. હરી ને હરીજન સામાં ચરણાં ન ચાલ્યાં, જાણી લ્યો મુળાડાં જેવાં એ તો ઝાડોનાં ફાલ્યાંરે. ભકિત૦ ૧ પેટમાં ન પહોંચી જ્યાં સુધી પ્રભુની પ્રસાદી, રાખોડી સરીખાં રૂડાં રૂડાં ભોજનીયાં રસાદીરે. ભકિત૦ ૨ દામોદરજીનુ દીલડામાં ધર્યું નહીંરે ધ્યાન, તેવા નર તણી છાતી જાણો પથરા સમાનરે. ભકિત૦ ૩ હાથ નવ જોડયા જ્યાં સુધી સીતારામ સ્હામા, શબના સરીખા કર એ તો નક્કી છે નકામારે. ભકિત૦ ૪ જીભડી ન જપી જ્યાં સુધી પ્રભુજીનો જાપ, મીંડકના જેવા માંનો કરો મુળમાંથી કાપરે. ભકિત. ૫ કૃષ્ણજીનાં દરશન કરવા જેનાં લોચનીયાં ન લોભે, એથી તો અંધાપો ભલો નામ સુરદાસ શોભેરે. ભકિત૦ ૬ કથા નવ સુણે કાન એતો રાફલડારે કહીયે, રૂષીરાજ ભજન વીના શીદ રોઝડાંશાં રહીયેરે. ૭

( મુમુક્ષુને વિચારવા વિષે—રાગ કાફી હોરી. )

જાણી જાણી મેંતો જાણીરે, આ તો દુનીયાં દીવાની. ટેક. પંડીત કાજી વેરાગી પુરાણી, કુણ રાજા કુણ રાણીરે; આતો દુનીયાં દીવાની. ૧ મુવા કેડે મનમાન્યા મોદક, જીવતાં પાય ન પાણીરે. આ તો૦ ૨ હોળી રમે ખુબ વાટે ને ઘાટે, વહુ બધે ગામે વખાણીરે. આ તો૦ ૩ રામ ભજે તેને નણદીરે રગડે, ઝગડો આરંભે જેઠાણીરે. આ તો૦ ૪ લાજ મર્યાદા તજી કરે લવરી, વેવાણની ભલી વાણીરે. આ તો૦ ૫ હરીગુણ ગાતાં કરે સહુ હરકત, ધંધો એ તો ધુળધાણીરે. આ તો૦ ૬ શું સમજે રૂષી-રાજની સમશ્યા, પાપીડાં પામર પ્રાણીરે. આ તો૦ ૭

દુરિજનના અવગુણ વિષે.

દુરિજનિયાં છોને દાઝેરે, હુંતો ન તજું હરીને. ટેક. વણ વાંકે થયાં વેરીડાં વસમાં, લવરી કરંતાં ન લાજેરે. હુંતો૦ ૧ પોતા જેવાં એ તો જાણે છે પરને, ગાલ ફુલાવિને ગાજેરે. હુંતો૦ ૨ મુનિવ્રત લેઇયે તો મુરખ ગણે

છે, બોલાવા જૈયે તો બાઝેરે. હું તો૦ ૩ સાચનો મારગ સમણે ન જાણે, બેઠેલાં જુઠને ઝાઝેરે. હું તો૦ ૪ શાણા થઈ વળી સમજાવવા આવે, ભજન ભડાકેથી ભાજેરે. હું તો૦ નિર્લજ વાતમાં ધરપત નાવે, લાજે છે સંત સમાજેરે. હું તો૦ ૬ રૂડું ઈચ્છું તોય કુડું ગણેછે, દાવો બાંધ્યો રૂષિરાજેરે હું તો.

દુરિજનિયાં દુઃખદાઈરે, પ્રભુ ભજતાં પંજેળે. ટેક. પ્રહેલાદજીને બરાબર પુણ્યા, નથી એ આજ નવાઈરે. પ્રભુ૦ ૧ પાંડવને પરિપુરણ પુણ્યા, પાપી હતો પિત્રાઈરે. પ્રભુ૦ ૨ ભુપ વિભીષણને ભાઇ પુણ્યો, કજીયા દલાલા કસાઈરે. પ્રભુ૦ ૩ નાત બહાર મેહેલ્યા નરસી મેહેતાને, એવી નાગરની ઉંધાઈરે. પ્રભુ૦ ૪ કપટી કઠોર રાણાજીયે કીધાં, મહા દુખિયાં મિરાંબાઈરે. પ્રભુ૦ ૫ કુંજરને પગે બાંધ્યા કબીરને, રામ ભજ્યાની દવાઈરે. પ્રભુ૦ ૬ દુરિજનથી રૂષીરાજને દાવો, આવો અધરમી ઉજાઈરે. પ્રભુ૦ ૭

દુરીજનીયાં જખ મારેરે, હરીજન રાખોને હીંમત. ટેક. ધીરીયે તો ધુળધાણી કરી દે, વીઠ્ઠલ ભજતાં વારેરે. હરી૦ ૧ પાપી પોતાને પાપેરે બળશે, અંતે હરામી તો હારેરે. હ૦ ૨ પીતાનું વેણ પ્રહેલાદે ન પાળ્યું, વ્હાલીડા આવીયા વ્હારેરે. હ૦ ૩ માતાનું વાયક ભરતે ન માન્યું, જાણપણું હતું જ્યારેરે. હ૦ ૪ સાચાનાં મુળ ઉંડાં છેરે સંતો, ત્રીકમ રીઝશે ત્યારેરે. હ૦ ૫ જુઠનુ ઠામ તો તરત જણાશે, ચાવું થશે દીન ચારેરે. હ૦ ૭ રામ રીઝે રૂષીરાજને વચને, ખળ જન તો બળે ખારેરે. હ૦ ૭

( રાગ ગરબી )

ઓધા આવડલાં કુડ નતાં જાણ્યાંરે, છેતર્યાં છોગાળે; માવે મથુરાંમાં જઈ સુખ માણ્યાંરે. છેતર્યાં૦ ૧ જતે કીધાતા વાયદા જુઠારે. છેતર્યાં૦ હવે કેમ આવે પ્રભુ પડયા ભુંઠારે. છેતર્યાં૦ ૨ ત્યાંની ભામનીયે લાલને ભરમાવ્યારે. છેતર્યાં૦ એજ કારણથી નાથજી નાવ્યારે. છેતર્યાં૦ ૩ ખાવા પીવાનું મળ્યું ખાંતેરે, છેતર્યાં૦ છાશ ઘેંશ મટી ત્યાં રહ્યા નીરાંતેરે, છેતર્યાં૦ ૪ નાથ કેમ થયા આવડા નમેરારે, છેતર્યાં૦ બૂમ કેમ કરી સુણે થયા બહેરારે, છેતર્યાં૦ ૫ હીરાવેદ હતા હતી દયા હૈયેરે, છેતર્યાં૦ કરી નાખ્યાં કઠોર ત્યાંને છૈયેરે, છેતર્યાં૦ ૬ પ્રપંચી નારે આપ્યો પહાણો, છેતર્યાં૦ દાસ દુર્લભનો વાલ્યમો રીસાણોરે. છેતર્યાં૦ ૭

સખી દુખડલામાં ગયાં ડુલીરે, કાનજી કેમ નાવે; ભાળી કુબજાને ભાન ગયા ભુલીરે, અહીં હવે શીદ આવે. ૧ નથી જાતું કપટ કાંઈ કળ્યુરે, કાનજી૦ મામો માર્યાને રાજ બંધુ મળીયું રે, અહીં૦ ૨ સખી ભાળીયે તો ભવ દુઃખ ભાજેરે, કાનજી૦ હવે લાકડીને કાંબળાથી લાજેરે, અહીં૦ ૩ આઠે પહોર જાય આપણી ઉદાસીરે, કાનજી૦ આપણ ગડુડાં ગામડાનાં વાસીરે, અહીં૦ ૪ શાથી રૂડું લાગ્યું મથુરામાં રહેવું રે, કાનજી૦ સખી શેહેરના સુખમાં શું કહેવુરે, અહીં૦ ૫ શામ એટલામાં શું થયા શહેરીરે, કાનજી૦ ગરજ મટીને વૈદ થયો વૈરીરે, અહીં૦ ૬ દાસ દુર્લભના વ્હાલે મ્હેલ્યાં વહેતાંરે, કાનજી૦ સખી શરમ આવે છાપરામાં રહેતાંરે, અહીં૦

એવી રીતે વીણા બોલી રહી બીજીરે, ગોપીયો ગુણ લ્યોને; તરત બોલી કયડાકીમાં ત્રીજીરે, ગોપીયો ગુણ લ્યોને. ૧ યોગ થોડા થયો તે ઠીક જાણોરે; ગોપીયો૦ નકર આરત કપાળમાં પહાણોરે, ગોપીયો૦ ૨ બળીરાયે બધી મેદની દીધીરે, ગોપીયો૦ પછે તાણો બાંધીને લાજ લીધીરે, ગોપીયો૦ ૩ એવી રાખજો પતીજ એની પાકીરે, ગોપીયો૦ રહ્યું આપણાને બાંધવાનું બાકીરે. ગોપીયો૦ ૪ આવી સુર્પનખા કુળ જોઈ ઉંચુરે, ગોપીયો; કાન કાપીયો ને નાક કર્યું બુચું રે, ગોપીયો૦ ૫ હજી આપણું તો નાક મ્હેલ્યું આખું રે, ગોપીયો૦ આવા દાખલા તે કેટલાક દાખુરે, ગોપીયો૦ ૬ દાસ દુર્લભનો નાથ દગાવાળોરે, ગોપીયો૦ એ તો કપટી જનમનો કાળોરે, ગોપીયો૦ ૭

ઓધા હાડીયા ઉડાડી અમે થાકયાંરે, કાળજાની કુણ જાણે; પંથ ન્યાળી ન્યાળીને નેણ પાકયાંરે, કાળજાની કુણ જાણે. ૧ ઓધા રોઈરોઈ આંધળાં થઈશું રે, કાળજાની૦ કુણ દોરશે ને દુઃખ તેને કહીશું રે, કાળજાની૦ ૨ ચિત્ત ચોરીને નંદલાલ નાઠારે, કાળજાની૦ આવા નતા જાણ્યા કાળજાના કાઠારે, કાળજાની૦ ૩ છાંય કુવા તણી કુવામાં સમાણીરે, કાળજાની૦ ફ્રીયા જન્મ તણી ઉધડી કમાણીરે, કાળજાની૦ ૪ ખાલી જમનાનો ઘાટ ધાય ખાવારે, કાળજાની૦ બેસે ગભરૂડાં લાગીયે શું ગાવારે, કાળજાની૦ ૫ ગતી ઘાયલની ઘાયલને સુજેરે, કાળજાની૦ બીજુ અજાણ્યું તે કેમ કરી બુઝેરે, કાળજાની૦ ૬ ખોળા પાથરીયે લાંચ ખુબ ખાઓરે, કાળજાની૦ દાસ દુર્લભના વ્હાલમાનો લાવોરે, કાળજાની૦

બદરીપતિ નાથને કર બેલી, મરી જાવું છે મીલકત મ્હેલી; બદરીપતી નાથને કર બેલી. ટેક. કેના દીકરા ને કેની દારા, સગા અંતે તો સરજન-

હારા. બદરી૦ ૧ એક ઝાડે જોડી મેં તો આંખી, પળ રહીને ઉડી ગયાં પંખી. બદરી૦ ૨ એક પર્વ ઉપર મળ્યા પંથી, ઘડી રહીને જુદાં પડયાં ગ્રંથી. બદરી૦ ૩ સુતનું આવ્યું વંધ્યાને સપનું, કહો એ સુખ કયાં લગી ખપનું. બદરી૦ ૪ એક સાપે ઉંદરડાને સાહ્યો, એના પ્રાણનો કયાં સુધી પાયો. બદરી૦ ૫ રૂડો રાગ શરીર રૂપાળું, એ તો વીજળીનું અજવાળું. બદરી૦ ૬ રૂષિરાજ કે' વાલ્યમ રટવા, માંડય જનમ મરણ દુઃખ મટવા. ૭

બદરીપતિ નાથનું લેને વ્હાનું, ચોરાશીમાં પડે નહી પાનું; બદરીપતિ નાથનું. ટેક. કંઈક ભવમાં વિકટ દુઃખ વેઠયાં, પણ ભગવત ચરણ ન ભેટ્યાં. બદરી૦ ૧ તેં તો બળદ થઈ ગાડી તાણી, ઘાંચીને ઘેર ખેંચતો ઘાણી. બદરી૦ ૩ ભમતો વન હરણના ભવમાં, દાઝયો કંઇક વખત તું તો દવમાં. બદરી૦ ૩ કંઇકવાર તરૂ થઈ કંપ્યો, જીવડા તું તો કયાંહિ ન જંપ્યો. બદરી૦ ૪ ખરને ભવે શોધતો ખાંચો, તોય કાગડા ચોહોડતા ચાંચો. બદરી૦ ૫ ફર્યો સાપ થઈ ઘેર ફાંસુ, તારાં કયાંય મટયાં નથી આંસુ. બદરી૦ ૬ ભુંડા અંતરમાં ઘાટ ઉઠયા, રૂષિરાજ કે' રામજી રૂઠયા. ૭

બદરીપતિ નાથની વ્હીક રાખો, ચિત્તમાંહિ પ્રભુરસ ચાખો. બદરી. ટેક. જેના હુકમથી વાયરો હાલે, મરજાદ મુકી નવ મહાલે. બદરી૦ ૧ જેના ડરથી અચળ રહ્યા દરીયા સાતે સમજીને ઠેકાણે ઠરિયા. બદરી૦ ૨ જેના ભય થકી સુરજ ભાસે, પ્રભુ ઇચ્છાએ તેજ પ્રકાશે. બદરી૦ ૩ જેના હુકમથી સરજાય સૃષ્ટી, જેની ઇચ્છાથી વરસેછે વૃષ્ટી. બદરી૦ ૪ ધર્મરાજા જેની વ્હીક ધારે, ઈનસાફ તો અદલ ઊતારે. બદરી૦ ૫ હર હુકમથી સૃષ્ટી હરેછે, ધરણીધર ધીરજ ધરેછે. બદરી૦ ૬ રૂષિરાજ વચન દીલ રોપે, એ તો ચૌદ ભુવનમાંહી ઓપે. બદરી૦ ૭

બદરીપતિ નામ બોલે તો બસછે, મોંઘું સોનાના મેરૂથી મસ છે. બદરી. ટેક. ત્રણ લોકમાં નહી નામ તોલે, ઉપનીષદ બાવન બોલે. બદરી૦ ૧ કામધેનું દુઝણું કહીયે, હરી નામ એહેવું ધર હૈયે. બદરી૦ ૨ લાભ ચિંતામણી થકી લાધે, એવું કામ સરે નામ આરાધે. બદરી. ૩ જેવી કલ્પ તરૂતણી છાયા, વેદે નામના ગુણ બતાયા. બદરી૦ ૪ નથી વડાઇ નામની ન્હાની, ગાય કોટી કવી અને જ્ઞાની. બદરી૦ ૫ નામનું નથી એસતું નાણું, તને નહી મળેરે આવું ટાણું, બદરી૦ ૬ રૂષિરાજ કે' નાથજી રીઝે, લાજ મ્હેલી હરી નામ લીજે. બદરી૦ ૭

( મનના રૂસણા વિષે—રાગ ઘોળ. )

નરતન નગરીમાં મનભાઇ રીસાઇને બેઠા, મોટે માનેથી મનાવું હો લાડણા, આ શી આડાઇરે તારી મનડારે મારા. ૧ રામ ચરિત્ર કહો તો રમકડાં આપું, બે ગણાં બાજીયો મંડાવું હો લાડણા, આ શી આડાઇરે તારી મનડારે મારા. ૨ તપશા નગરીના કહો તો કંદોઈ તેડાવુ, પ્રેમનાં પકવાન પડાવું હો લાડણા આ શી આડાઇરે તારી મનડા મારા. ૩ થીરતા નગરીના કહો તો થાળ મંગાવું, ભાવતાં ભોજનીયાં પિરસાવું હો લાડણા. ૪ ધીરજ નગરીનાં કહો તો ધોતિયાં મંગાવું સમજણનો જામો શીવડાવું. હો લાડણા. ૫ મોહ વેચીને કહે તો મોળીયાં મંગાવું, સુધર્મનાં છોગલાં સોહાવું, હો લાડણા. ૬ કોમળતા કેરાં કહો તો કુંડળ કરાવું, જુક્તિની ચુનીયો જડાવું. હો લાડણા. ૭ ઉંચી સંગતની કહો તો ઉતરી કરાવું, પુન્યનો ઢુંપીયો પહેરાવું. હો લાડણા. ૮ મરજાદા કેરી કહો તો માળા પહેરાવું, મોક્ષનો હીરલો મઢાવું. હો લાડણા. ૯ બ્યાશીમી ભક્તિ કેરા બાજુ બનાવું, રટણાના રેશમે ગંઠાવું. હો લાડણા. ૧૦ પવિત્રાઈ કેરી કહો તો પુંચીયો પહેરાવું, બુદ્ધિના વેઢ બનાવું. હો લાડણા. ૧૧ કપટ વેચીને કહો તો કંદોરો મંગાવું, ચૈતનનાં મ્હોરાં ચીતરાવું. હો લાડણા. ૧૨ ત્યાગ કનકના કહો તો તોડા કરાવું, અશોકનાં અંગુઠીયાં ઘડાવું. હો લાડણા. ૧૩ શાન્તિ બનાતી કહો તો મોજડી શીવડાવું, ભલપણને તારે ભરાવું. હો લાડણા. ૧૪ જ્ઞાન સ્વરૂપી કહો તો ઘોડીલો મંગાવું, કરૂણાના ચોકમાં કુદાવું. હો લાડણા. ૧૫ ધ્યાન સ્વરૂપી કહો તો છત્રી ધરાવું, વિવેકને મોતીયે વધાવું હો લાડણા. ૧૬ સતસંગ સોનાનો કહો તો તકીયો ભરાવું, નિશ્ચેની ગાદીયો નંખાવું હો લાડણા. ૧૮ નહાપદ દેશેથી કહો તો હાથીડા મંગાવું, મુક્તિનો હોદ્દો મુકાવું. હો લાડણા. ૧૯ બાવન બજારે કહો તો ફુલેકું ફેરવું, અનહદનાં વાજાં વગડાવું હો લાડણા. ૨૦ સુરતા નગરીની કહો તો સખીયો તેડાવું, જ્ઞાનીનાં ગાણાં ગવરાવું હો લાડણા. ૨૧ અધર્મ દારૂની આતસ બાજી ઉડાડું, નીતિની નાયકા નચાવું. હો લાડણા. ૨૨ ચારે વેદો રૂડી ચોરી રચાવું, નીવરતી નારી પરણાવું. હો લાડણા. ૨૩ બહોતેર બેઠકનો કહો તો બંગલો બનાવું, સુરજની સાખે સુપાવું. હો લાડણા. ૨૪ છએ દોષોની કહો તો ગાદી સુંપાવું, અઢારે દફતર અપાવું. હો લાડણા. ૨૫ વિચાર વાડીમાં શીળતા પાણી છંટાવું, યોગનાં ઝાડવાં રોપાવું હો.લાડણા. ૨૬ જેમ જેમ મનાવું તેમ તેમ જોરે પડેછે, ફંદીને ઉંહુકારીયું ફાવ્યું. હો લાડણા. મનો ઉસ્તાદ દાસ દુર્લ્લભને મળીયો, સતગુરૂએ સાનમાં સમજાવ્યું..હો લાડણા. ૨૮



( રાગ ગરબી—મોક્ષ વિષે )

સર્વે સગાં બદરીપતિને સંભારોરે, જેને નામે સફળ થશે જન્મારોરે; પુત્ર નામે ઉધર્યો અજામેળ પાપીરે, અરધે નામે ગુણિકાને મુક્તિ આપીરે. ૧ પ્રભુજીના નામ વડે તર્યા પહાણરે, વ્હાલીડાનાં વેદ કરે છે વખાણરે; એવો મહિમા નામ તણો છે અપારરે, સમજી લેજ્યો સર્વે સાધનનો સારરે. ૨ ગોવિંદજીએ કહી છે ગરૂડને વાણીરે, મુવા કેડે રૂવે જે રાગડા તાણીરે; છાતી કુટે મસ્તક લઈ પાહાણોરે, જાનારાનાં પુરણ શત્રુ એ જાણોરે. ૩ લેંટ પડે ને આંખે આવે આંસુરે, ફંદ કરીને મુવા ને રગડે ફાંસુરે; મરનારાને પરલોક માંહે દુઃખ થાયરે, વૈતરણીમાં જમડા તાણી જાયરે. ૪ સગાં સંબંધી સ્વારથ સારૂ રૂવેરે, જનારાનું સંકટ કોઈ ન જુવેરે; મરનારાના કેડે જે રોવાણાં થાયરે, લેંટ લાળના પડીયા ભરી જમ પાયરે. ૫ એવું સમજી રાગ તાણી નવ રોવુંરે, પ્રભુજીના ચરણામાં ચિતડું પ્રોવુંરે; હરીનું ગમતું ધારી ધીરજ ધરો હૈયેરે, કુટુંબ મળીને કૃષ્ણનાં કીર્તન કહીયેરે. ૬ એથી થાશે મરનારાનો ઉદ્ધારરે, ધરીને નાવે આ ભવમાં અવતારરે; દુરીજન નિંદા કરશે તો કરવા દેઇશુંરે, લક્ષ્મીવરનું નામ અહોનિશ લેઇશુંરે. ૭ ઉછીનું નાણું રાજી થઈ પાછું આપોરે, મરનારાને પરલોકે શીદને સંતાપોરે; પંથી મળિયાં પરબ ઉપર પીવા પાણીરે, એક ઘડીમાં પ્રિતની રીત વેરાણીરે. ૮ પંખીડાનું ટોળું બેઠું તરૂ ડાળેરે, પલક રહીને ચાલ્યાં પોતાને માળેરે; સ્વપ્ના કેરા પુત્રની જુઠી સગાઇરે, મૃગજળ જેવી આ જગની મિત્રાઇરે. ૯ એવું સમજી અંતરે શોક ન આણોરે, બાજીગરની માયા મિથ્યા જાણોરે; સગાં સંબંધી ભેગાં સંસ્કારીરે, મિથ્યા માયા કુણ પુરૂષ કુણ નારીરે. ૧૦ જુઠા જગની સગાઇ તે પણ જુઠીરે, અમર કુણ છે જાવું પલકમાં ઉઠીરે; શામળીયાનું સગપણ જગમાં સાચુંરે, ક્રોડ વશા છે કાયાનું કાચુંરે. ૧૧ સમજી એવું સીતાપતીનું લ્યો શરણુંરે, જેથી મટે મહાદુઃખ જનમ ને મરણુંરે; શરણાંગતના બેલી છે શામ સુજાણરે, કલેશ હરે ને તરત કરે કલ્યાણરે. ૧૨ નમો દયાળુ દેવ કલ્યાણના દાતારે, પિતા પ્રભુજી મોહન માતાને ભ્રાતારે; નગદ નાણું નારાયણ છો અમારૂંરે, વિશ્વ સમરથી નામ ઉપર લેઇ વારૂંરે. ૧૩ અંતસમેના બદરીપતી છો બેલીરે, બિરદ વિચારી મોહન દેશો માં મ્હેલીરે; ઝુંડે ગ્રહ્યા કુંજરરાયને જ્યારેરે, અરજ સુણીને ચઢિયા ચતુરભુજ વ્હારેરે. ૧૪ સુધન્વાની તેલકઢા કરી ટાઢીરે, વૈષ્ણવ સાટે દાનવ નાંખ્યા વાઢીરે; મચ્છરૂપે નાગનાં નેતરાં કીધાંરે, સાગર મથીયો વેદનાં કારજ સીધ્યાંરે. ૧૫ વરાહરૂપે ધારી ડાઢમાં ધર-

ણીરે, અસુર માર્યો ઇશ્વર અદભુત કરણીરે. ૧૬ નરસિંહ રૂપે સાધુ તણી કીધી સહાયરે, વામન રૂપે બાંધ્યો પ્રભુ બળિરાયરે; ક્ષત્રી હણિયા ફરશી લઇને હાથેરે, સીતાપતિયે વાંદર લીધા સાથેરે. ૧૭ પથરા તાર્યા બાંધી સાગરની પાજરે, રાવણ મારી દીધું વિભિષણને રાજરે; અબળારૂપે દેવાને અમૃત આપ્યું રે, કપટી દાનવે રાહુનું મસ્તક કાપ્યું રે. ૧૮ વેદ થઇને આયુર્વેદ વિસ્તાર્યોરે, કૃષ્ણ સ્વરૂપે અવનીનો ભાર ઉતાર્યોરે; ઉદ્ધવ અર્જુન પ્રત્યે પ્રકાશ્યું જ્ઞાનરે, જેથી મટે મોહ મમત અભિમાનરે. ૧૯ કપિરૂપે માતાનું અજ્ઞાન કાપ્યું રે, પૃથુ સ્વરૂપે ધર્મનું થાપન થાપ્યું રે; દત્તગુરૂજી જદુરાયને જ્ઞાન દીધું રે. હંસ થઇને પાણી તજી પય પીધું રે. ૨૦ હયગ્રીવ રૂપે દૈત્ય હણ્યો દીનાનાથેરે, સનકાદિક તો ચારે ફરે છે સાથેરે; બ્રહ્મચારીનો વેશ ધર્યો ભગવાનરે, નારદ રૂપે વેદાંતનું વાળ્યું વાનરે. ૨૧ વેદની શાખા વ્યાસ રૂપે વિસ્તારીરે, પરમહંસની દ્રઢતા ઋષભદેવ ધારીરે; બુદ્ધ સરૂપે અસુરોનું પરાક્રમ બાળ્યું રે, જગન સરૂપે પુત્ર પ્રમાણે જગ પાળ્યુ રે. ૨૨ નરનારાયણ રૂપ ધર્યું બહુ નામીરે, તપશા કરવા બેઠા ત્રિલોકના સ્વામીરે; ઉંઘ અહાર ને સ્ત્રી એ ત્રણનો અભાવરે, સ્વામી એવો રાખોછો સહેજ સ્વભાવરે. ૨૩ કળિજુગ અંતે કલંકી થશો સુખકારીરે, શુરવીપ્રના શત્રુને દેશો સંહારીરે; જ્યારે જ્યારે અધર્મનું બળજામેરે, પાપીડાંનો પંથ પાધરો વામેરે. ૨૪ ત્યારે ત્યારે આપ ધરોછો અવતારરે, અધર્મ ટાળી સુધર્મ થાપોછો સારરે; વારી જાઉં રે વ્હાલીડા વૈકુંઠ વાસીરે, નમો નમોજી અલખ પુરૂષ અવિનાશીરે. ૨૫ નમો નમોજી હરિજનના હિતકારીરે, નમો નમોજી અવતારના અવતારીરે; ન૦ ભુધર બ્રહ્મણ્ય દેવરે, ન૦ સુરવર મુનીવર સેવ્યરે. ૨૬ ન૦ વિશ્વંભર વિશ્વેશરે, ન૦ શારંગપ્રાણી સુરેશરે; ન૦ સદગુણના પ્રભુ સિંધુરે, ન૦ દામોદર દીનબંધુરે. ૨૭ ન૦ પતિતપાવન કારીરે, ન૦ ગોવિંદ ગિરિવરધારીરે; ન૦ અનંત લોચન ઇશરે, ન૦ જીગ-જીવન જગદીશરે. ૨૮ ન૦ અખિલ જગ આધારરે, ન૦ કોટિભુવન કરનારરે; ન૦ સતચિત આનંદરૂપરે, ન૦ ભુધર ભક્તના ભુપરે. ૨૯ ન૦ વિશ્વથી વેગળો વાસરે, ન૦ પ્રેમીજનને છો પાસરે; ન૦ પરબ્રહ્મ અક્ષર પારરે, ન૦ ભાવનથી છો બહારરે. ૩૦ ન૦ બળવંત બેલીછો બાપરે, ન૦ ટાળી દો ભવના તાપરે; ન૦ અઢારમાં છો અગમ્યરે, ન૦ સંત પ્રસંગે સુગમ્યરે. ૩૧ ન૦ દુરિજનથી છો દુરરે, ન૦ ઝીણામાં ઝીણા જરૂરરે; ન૦ મેરૂ થકી પણ મોટારે, ન૦ ખળને તો લાગો છો ખોટારે. ૩૨ ન૦ ઇશ્વર અંતરજામીરે, ન૦ શેષ મહેશના સ્વામીરે; ન૦ અવગુણ કોટી અમારારે,

ન૦ સદ્ગુણ સર્વે તમારારે. ૩૪ ન૦ નાથ નિરંજન નિત્યેરે, ન૦ પરખોછો અંતરની પ્રીતરે; ન૦ વડાઈ આપની વિચારોરે, ન૦ ત્રિકમ ભવજળ તારોરે. ૩૫ ન૦ પુરણ કીધી ચોપાઈ—જે કો (આ પદ) ગાશેરે, પ્રભુ રામાનંદનો પ્રસન્ન થાશેરે.



( જ્ઞાનીને ગુરૂ કરવા પણ માયાનો ડોળ દેખીને રીઝવું નહીં તે વિષે—રાગ ધોળ. )

વીરા વસ્તુ વિચારીને વ્હોરિયે, પરિણામે પરમસુખ થાય; રૂપે નવ રીઝીયે. સાવધાન થઈ ગુણ શોધીયે, જેથી પોતાનો અવગુણ જાય. રૂપે નવ રીઝીયે. ૧ ઇંદ્રવરણાં કેસર જેવાં ઓપતાં, ચાખી જોતાં તો વિષ જેવી ચીજ; રૂપે. ધોળિ ધરતી જોઇ ધોરિ જોતર્યા, વાવ્યા કેડે બોવાણું છે બીજ રૂપે૦ ૨ દેખ્યું દુધ આકડિયાનું ઉજળું, પીતાં વાંત છુટી ગયા પ્રાણ; રૂપે. શીળી છાયા જોઈ કર્યો સાથરો, મેણો ચઢિયો ને મળિયું મસાણ. રૂપે૦ ૩ ઘણી મ્હેનતે ઉછેરી ઘોડલી, જાણી પંચકલ્યાણીની જોડ; રૂપે. પરદેશી મળ્યો કોઈ પારખું, ખોળિ દેખાડી ચોરાશી ખોડ. રૂપે૦ ૪ જાણ્યું સોનાની લાધી છે સાંકળી, આથી સરશે કાઠે માઠે અર્થ; રૂપે૦ જીવ જેવી જતન કરી જાળવી, તાવિ જોતાં પિતળ થયું તર્ત. રૂપે૦ ૫ અજાણ્યાં પંખી જઇ બેઠાં આકડે, કેરીયો જોઈ વશિયાં વાસ; રૂપે. ચાર પખવાડિયે ભરી ચાંચડિ, તુર દેખીને પામીયાં ત્રાસ. રૂપે૦ ૬ ખપ હોય તો વિવેકથી ખોળીયે, પછી ગુરૂ વચનામૃત પીજે; રૂપે. વીરા લ્યું રે વિવેકનાં વારણાં, રૂષીરાજ કે' રામજી રીઝે. રૂપે૦ ૭



ડોળ દેખી વડાઈ ન દાખીયે, ગુણ જોતાં પડી જાય ગમ; ભુલાશો નહિ ભરમથી. કૈક ઢુંગી કરે ધ્યાન ધુતવા, શીળ સંતોષતા લેઈ સમ. ભુલાશો નહિ ભરમથી. ૧ હંસ જાણી પુજા કરી હેતમાં, મ્હેલ્લી આગળ મોતીની માળા; ભુલાશો. ધ્યાન મધ્યે માછલડીની ધાંખના, ચટ વરતાણા બગલાના ચાળા. ભુલાશો૦ ૨ જળ જાણ્યું ગંગાજીના ઘાટનું શીશી પીધી કરીને સનેહ; ભુલાશો. એક પળમાં પડી ગયું પારખું, દારૂ ચઢિયો બગડીયો છે દેહ. ભુલાશો૦ ૩ લીંડી પીંપરમાં ભળી લીંડીયો, ઝીંણી નજરે જુવે તો જણાય; ભુલાશો. પેટ ચઢશે રગડશે એ રોગીને ખોળી જોયા વિના શીદ ખાય. ભુલાશો૦ ૪ સારી સાકર જાણીને સંઘરી, દીલ હરખ્યું ને ડોલાવી ડોક; ભુલાશો. ફાકી જોતાં ફટકડીનો ફાકડો, લાગી વરૂવી ને હસિયા છે લોક. ભુલાશો૦ ૫ હીરો જાણી જતન કર્યું હેતમાં, બહુ શોભીતો બીલોરી પ્હાણો; ભુલાશો. ઝવેરી ઘેર લઇ ગયા જ્યાહરે, વાલ ત્રાંબાને મુલે વેચાણો.

ભુલાશો૦ ૬ ત્રણ વાર તપાસીયે તોલડી, ત્યારે નક્કી નિરાંતજ થાય; ભુલાશો૦ રૂદે વચન ૠષિરાજનાં, તેને મળશે ત્રિભોવનરાય. ભુલાશો૦ ૭

( કપટીના ગુરૂને ઓળખવા વિષે. )

કણ ચરવા ટોળે મળ્યાં કોગલાં, ઝટ નાખી છે ઉપર જાળ; અધરમીનો આશરો. ઉડે તોય ઉડાય ન આપેથી, પાણિ પ્હેલી ન બંધાય પાળ. અધરમીનો આશરો. ૧ ઠુંગાનું વહાણ દરિયાને કાંઠડે. ભાવ દેખાડી ભલપણ ભાખે; અધરમીનો આશરો. વચ્ચે લેઈ જઈ થોભાડે વહાણને, લુંટી લેઇને દરિયામાં નાખે. અધરમીનો આશરો. ૨ પશુઘાતીયે બોકડા પાળિયા, સારા સાચવીયા ભાવસોત; અધ૦ રાંચેડું ધારી બોકડાં રીઝીયાં, ઈદને દિને મળિયું છે મ્હોત. અધ૦ ૩ ફાંશિયા તણું મંદર ફુટડું, સારી રીતે કર્યો સતકાર; અધ૦ પ્રેમ દેખાડી ભોજન પીરસ્યાં, માંહી ખવરાવ્યો સોમલખાર. અધ૦ ૪ વીણાજંતર લેઈ વન પારધી, રૂડી રીતે આલાપ્યો છે રાગ; અધ૦ મોહ પામીને આવીયાં મૃગલાં, તીખે બાણે થયાં તન ત્યાગ. અધ૦ ૫ પહેર્યું કેદાર કંકણ કોટ્યમાં, મનીબાઇને મળિયું છે માન; અધ૦ ભરૂંસો દઈ ઉંદર ભોળવ્યા, દેવા માંડ્યાં છે મ્હોતનાં દાન. અધ૦ ૬ ભટ્ટ પંડિત બાવાને ભેખમાં, કહેડ બાંધી ફરે કળિકાળ; અધ૦ ૠષિરાજ કે' વાંચશે વિરલા, જેને જાળવશે જગપાળ. અધ૦. ૭

( સતગુરૂને ઓળખવા વિષે. )

નવ જાય ઝબકડીથી જામની, રવિ પ્રગટે રહે નહિ રાત; ગુરૂ એવા ગોતીયે. બોધ સુણતાં કરમ બળે બાપડાં, ઝટ ખોવાય જીવની જાત; ગુરૂ એવા. ૧ પળ એકમાં પારસ પરસતાં, હથિયારનું થઈ જાય હેમ; ગુરૂ. માયા પડદો મટાડીને મેળવે, કમળાપતિ કુશળખેમ. ગુરૂ. ૨ એક અગરચંદનનેરે આશરે, તરૂ થઇ જાય ચંદન તુલ્ય; ગુરૂ. એમ સતગુરૂ શરણેથી સહેજમાં, ભવ સંભવની ટળે ભુલ્ય. ગુરૂ. ૩ આવી પાંખો ઇયળ લાગી ઉડવા, સાચો મળીયો છે ભમરીનો સંગ; ગુરૂ. બ્રહ્મમંત્રે કરી પરિબ્રહ્મને, ઓળખાવીને આપે ઉમંગ. ગુરૂ. ૪ મણિદીપ મંદિર માંહી મેલીયો બારે માસમાં કદી ન બુઝાય; ગુરૂ. દીલમાં થાય જ્ઞાનનો દીવડો, માયા અંધારૂ જોતામાં જાય. ગુરૂ. ૫ એકવાર અમૃત ગળે ઉતરે, મરવાની મટી જાય બીક; ગુરૂ. કાળ મર્મ હવે મને શું કરે, મારો નાથ ફરે જે નજીક. ગુરૂ. ૬ ચઢે બ્રહ્મ ખુમારીની ભાવના, ટળે લોકડીયા તણી લાજ; ગુરૂ. દુર માયાનું મંડળ દેખીયે, રૂદે વાસ કરે ૠષિરાજ. ગુરૂ. ૭

( રાગ કાફી—મુમુક્ષુને બોધ વિષે. )

ભજન કર ધીરજ ધારીરે, ભજન કર. ટેક. ધીરજ ધરી પ્રહેલાદ પ્રથમથી, પ્રભુજીયે ચિંતા કરી પરીરે; ભજન કર. ભજન કર ધીરજ. ૧ ધીરજ ધરી ભુપાળ બીભિષણ, રઘુવર જઈ લીલા લહેર કરીરે; ભજન કર. ભજન. ૨ ધીરજ ધરી રાજા દ્રુપદની દીકરી, અસુરોના હાથ થકી ઉગરીરે; ભજન કર. ભજન. ૩ ધીરજ ધરી હરિશ્ચંદ્ર ધરાપતિ, ફરીને ઠામે રહ્યાજ ઠરીરે; ભજન કર. ભજન. ૪ ધીરજ ધરી પૃથ્વીપતી પાંડવ, ભંડાર સુખના લીધાજ ભરીરે; ભજન૦ ૫ ધીરજ ધરી વળી વીપ્ર સુદામે, હાથમાં આવ્યો હીરો હરીજ હરીરે; ભજન કર. ભજન. ૬ ધીરજે રીઝે રૂષિરાજ રઘુવર, ધીરજ ધરી તો તરી શવરીરે; ભજન કર. ભજન. ૭



ભજન કર સતગુરૂને શરણેરે ભજન કર. ટેક. સતગુરૂની સર્વોપરી સમઝણ, ભારત વેદ પુરાણ ભણેરે; ભજન કર. ભજન. ૧ સતગુરૂના પરતાપે સહેજમાં, બોબડો પંડિતરાજ બણેરે; ભજન કર. ૨ સતગુરૂનો ઘડિ એક સમાગમ, કોટિ જનમનાં પાપ હણેરે; ભજન કર. ભજન૦ ૩ સતગુરૂ દરશનથી પરસન છે, ત્રિભુવન નાયક દેવ ત્રણેરે; ભજન કર. ભજન. ૪ ગુરૂ ગોવિંદ વચ્ચે નહિ અંતર; જ્ઞાન ગઠી ઘડિમાંહિ ચણેરે; ભજન કર. ભજન. ૫ સતગુરૂનું શરણું દાતરડું, લાખ જનમનું પાપ લણેરે; ભજન કર. ભજન. ૬ બલીહારી રૂષિરાજ ગુરૂપર, ગોવિંદને ગુરૂ તુલ્ય ગણેરે; ભજન કર. ભજન. ૭

મુમુક્ષુને વિચારવા વિષે.

અણસમજુ બહુ સાધન આદરેરે, ત્યમ ત્યમ મનમાં વળગે મેલ હો લાલ; મારગ ન્યારો છે મોક્ષનોરે. ટેક. ખેપ કરે પણ ત્યાંનો ત્યાં ફરેરે, જેવો ઘાંચી કેરો બેલ હો લાલ; મારગ ન્યારો છે મોક્ષનોરે. ૧ વનમાં વાસ કરે છે વાંદરાંરે, શરીરે વેઠે તાપ ને શીત હો લાલ; મા. એ રીતે નર વનમાં આથડેરે, કયમ કરી પ્રગટે પ્રભુથી પ્રીત હો લાલ. મારગ. ૨ રાસભ રોજ આળોટે રાખમાંરે, સમજણ નાવે નાવે સાન હો લાલ; મારગ. જળમાં વસે હજારો જીવડાંરે, ઘટમાં પ્રગટે નહીં કાંઇ જ્ઞાન હો લાલ. મારગ. ૩ નારી વેષે ફરે બહુ ફાતડારે, હરીથી છેટું ગાઉ હજાર હો લાલ; મારગ. નરનો વેષ ધરે કઇક નારીયોરે, એથી કયમ રીઝે કીરતાર હો લાલ. મારગ. ૪ ચરણો હરિયે આપ્યા ચાલવારે, તીરથ કરવા તરવા ભવ હો લાલ; મારગ. મુરખ ઉભા રહી દુખમાં મરેરે, નારાયણ તો મળિયો નવ હો લાલ; મારગ. ૫ કિરિયા કરવા કર હરિયે કર્યારે; અક્કડ રાખે હાથ અજાણ

હો લાલ; મારગ. ખરડી ગુહા રહે ખરની પેઠેરે, ન પડે ઇશ્વરની ઓળખાણ હો લાલ. મારગ. ૬ હરિગુણ ગાવા જીભ હરિયે રચિરે, મુનિવ્રત લેઇ ફરે કઇક મુઢ હો લાલ; મારગ. રચના રૂદે ધરો રૂષિરાજનીરે, આતો જ્ઞાન અર્થ છે ગુઢ હો લાલ. મારગ. ૭



મધુગરી શ્વાન ઘરોઘર માગતારે, આખા કુળનો એજ અભ્યાસ હો લાલ; વૈકુંઠ મારગ છે વેગળોરે. માનુનિ ત્યાગે છે મોરડારે, મરઘડાં જાગે બારે માસ હો લાલ, વૈકુંઠ મારગ છે વેગળોરે. ૧ દંડવત કરતા દીઠા કાતરારે, બગલાં ધરે અડગ થઇ ધ્યાન હો લાલ; વૈકુંઠ. ગાડર ઊન મુંડાવે અંગનીરે, એથી શીદ ધરો અભિમાન હો લાલ. વૈકુંઠ. ૨ માકુવા તણા મંડાણમાંરે, રાત દિવસ પોકારે રામ હો લાલ. વૈકુંઠ. ગુણકા કરે રૂપાળાં ગાવણાંરે, કુંભીપાકે જવાનાં કામ હો લાલ. વૈકુંઠ. ૩ યોગીવેશ ભવૈયા યોગવેરે, ખળ થઇ અંગ લગાવે ખાખ હો લાલ. વૈકુંઠ૦ ગંગાએ ન્હાવા જાય છે ગંઠીયારે, ઉંધો અંતરનો અભિલાખ હો લાલ, વૈકુંઠ, ૪ કવિજન ગીત બનાવે કારમાંરે, સુંદર મુર્તી ઘડે શિલાટ હો લાલ; વૈકુંઠ. પંડિત પોથી વાંચે પેટનીરે, અંતરે રળવા તણા ઉચાટ હો લાલ. વૈકુંઠ. ૫ નાગાં રંચ ફરે છે રાનમાંરે, ભાસે બાળકને સહુ બ્રહ્મ હો લાલ; વૈકુંઠ. વૃક્ષને તપશ્યાને વૈરાગ્યછેરે, એથી કાંઇ બળે નહી કર્મ હો લાલ. વૈકુંઠ. ૬ મનનો ગુરૂ થયા વિના માનવીરે, રખડે રોઝ સરીખો થઇ હો લાલ; વૈકુંઠ. રચના રૂદે ધરે રૂષિરાજનીરે, તેને ભવની ભાવઠ ગઇ હો લાલ. વૈકુંઠ. ૭



મોક્ષદાતા સત પુરૂષનાં લક્ષણ વિષે.

સતગુરૂ ભેટે તો સહેજમાંરે, આવે ભવસાગરનો અંત હો લાલ; સતગુરૂ લક્ષણ એ સાંભળોરે. શમણે આવે તે સહેજમાંરે, સમજણ દેઇને કરી દે સંત હો લાલ, સતગુરૂ લક્ષણ એ સાંભળોરે. ૧ પારસ હેમ કરી દે પલકમાંરે, ટળી જાય એક લહરકે લોહ હો લાલ; સતગુરૂ. કોટિક ભવની ટાળે કુમતીરે, મટે મમતા માયા મોહ હો લાલ સતગુરૂ. ૨ પ્રભુ સમરણમાં જેને પ્રેમછેરે, ઇંદ્રીજીત અક્રોધી અકામ હો લાલ; સતગુરૂ. ધર્મ સનાતન ઉપર ધારણારે, જેને લાલચ લોભ હરામ હો લાલ. સતગુરૂ. ૩ જીવ ઇશ્વર ને માયા જુજુવાંરે, ચોખી રીતે સમઝે ચોજ હો લાલ; સતગુરૂ. ભક્તી કરી જાણે નવ ભાતનીરે, બાળે હુંપદ કેરો બોજ હો લાલ. સતગુરૂ. ૪ વરતી રહે સદા વૈરાગનીરે, પર ઉપકારી પરમ દયાળ હો લાલ. સતગુરૂ. ક્ષમા ખડગ ધીરજની ઢાલડીરે, વાઢે અજ્ઞાન ફોજ વિશાળ

હો લાલ; સતગુરૂ. ૫ શિળગુણ સતવાદી સંતોષિયારે, અધરમ ટાળ્યા ઉપર તાન હો લાલ; સતગુરૂ. નિર્મળ નિરમાની નિસવાદીયારે, દીન જોઈ આપે અભયપદ દાન હો લાલ. સતગુરૂ. ૬ જેને શોક હરખ સરખાં થયાંરે, સરખાં આદર ને અપમાન હો લાલ; સતગુરૂ. રચના રૂદે ધર રૂષિરાજનીરે, તેને મળશે ગુરૂગમ જ્ઞાન હો લાલ સતગુરૂ૦ ૭

( રાગ ગરબી. )

દુનિયાં રૂઠીને શું કરશે, પ્રભુ જેના બેલી; કોઈના માર્યા કેમ મરશે, પ્રભુ જેના બેલી. ટેક. લાખાગૃહમાં પુર્યા પાંડવને, કૌરવે લાહ્ય કરેલી પ્રભુ. ૧ ચંદ્રહાસ કેરી વ્હારેરે ચઢિયા, વિષ ફેડી વિષયા લખેલી. પ્રભુ. ભસ્માંગદના ભવાનીને આટે, શામળીયે કીધી શેલી. પ્રભુ. ૩ શીતળ જેવી સુધન્વાની કીધી, તેલ કઢા ઉકળેલી. પ્રભુ. ૪ અંબરીખને આપોઆપ ઉગાર્યા, દુર્વાસાને લ્હાય મેલી. પ્રભુ૦ ૫ હરિશ્ચંદ્રરાયની હરકત જાણી, બાજી સુધારીરે છેલ્લી. પ્રભુ. ૫ દુરિજનિયાં રૂષિરાજને દુભે, તેમ તેમ આનંદ હેલી. પ્રભુ. ૭

દુરિજનિયાં કેમ ડરશે, અનાદિનાં અવળાં; માથાં કુટી કુટી મરશે, અનાદિનાં અવળાં. ટેક. સીતાને સંતાપી વનમાં વળાવ્યાં, ડાર્યાં એવાં એ તો ઠરશે. અનાદિનાં૦ ૧ જ્યારે ઉગે ત્યાં તો જરીયે ન વાવે, ખારોડ ધરતીમાં ધરશે. અનાદિનાં. ૨ સંત અસંતની રીત ન સમજે, આડે ધંડેથી ઉચરશે. અનાદિનાં. ૩ સવળા ઉપાયનો સંગ ન કરે, અવળો ઉપાય આદરશે અનાદિનાં. ૪ તુચ્છમતિ પશુ પુછ વિનાનાં, ડાપણમાં ફુલ્યાં ફરશે. અનાદિનાં. ૫ ગોવિંદ સરખા ગુરૂને ન ગાંઠે, કેડેથી કીરતિયો કરશે. અનાદિનાં. નાજ ગમે રૂષિરાજની નજરે, દૈત્યોની ઓધે ઉતરશે. અનાદિનાં.

ચારે જુગમાંરે ચાવા અધરમી અનાદિ, આગળાં આવા આવા અધરમી. ટેક. પહેલા જુગે હીરણાકંસ પાપી, ધરમીને ધાતારે ખાવા; અધરમી. ૧ ત્રેતામાં રાવણે ત્રાસ પડાવ્યા, દશરથને ઘેર દાવા. અધરમી. દ્વાપરમાં ફરયાં દૈત્યોનાં ટોળાં, સંતોને ત્રાસ પડાવા. અધરમી. ૨ દ્વાપર અંતે થયો દુરયોધન પાંડવને ઝેર પાવા. અધરમી. ૪ કંસ શિશુપાળ કૌરવ કેશી, લાગિયા ધરતી ધ્રુજાવા. અધરમી. ૫ કળજુગમાં પણ કૌરવ જેવા બહુ ફરે બાયુ ને બાવા. અધરમી૦ ૬ ચારે જુગે રૂષિરાજ તણા ચોર, અધરમને ઉપજાવા. અધરમી.

### સંતના ત્રીશ લક્ષણ વિશે.

[૧]દયાવાન [૨]નિરમાન ગુણ [૩]દીનનારે, [૪]પવિત્રાઇ [૫]ઇંદ્રિજીત ને [૬]અક્રોધ; શુભ લક્ષણથી ઓળખી લ્યો સંતનેરે. [૭]નિરલોભ [૮]શોકરહિત ને [૯]સંતોખિયારે; બળે હુંપદનાં મૂળ એવો [૧૦]બોધ, શુભ લક્ષણથી ઓ. ૧ શશી બરાબર શીતળ [૧૧]સ્વભાવનારે, ક્ષમા [૧૨]ગુણવંત પૃથ્વી પ્રમાણ. શુભલક્ષ. નિત્યનિમિત્ત [૧૩]કર્મ કરે નિર્મળાંરે, મુખે પોતાનાં કરે [૧૪]વખાણ. શુભલક્ષણ. ૨ પુરી તાળી લાગી પાંચમા [૧૫]વૈરાગથીરે. પરધન જેને [૧૬]પથરા સમાન; શુભ. પરનારી જેને પોતા કેરી [૧૭]માવડીરે, ગળે દેહાભિમાન એવું [૧૮]જ્ઞાન. શુભ. ૩ કામકાજમાં હરેક વાતચીતમાંરે, [૧૯]ધીરજ ધિંગી[૨૦]વિવેકને [૨૧]વિચાર. શુભ. [૨૨]શ્રવણ [૨૩]કીરતન [૨૪]સમરણ ગુરૂ [૨૫]સેવનારે, વળી [૨૬]અર્ચન ભક્તીનો અધિકાર. શુભ. ૪ છઠ્ઠી [૨૭]વંદનને [૨૮]દાસભાવ સાતમીરે, [૨૯]સખા આઠમી છે ભકિત ખાંડાધાર; શુભ. છેલ્લી [૩૦]આત્મનિવેદન તારે સર્વનેરે, સંત તરી જાય સહેજમાં સંસાર. શુભ. ૫ ત્રીશ લક્ષણ સોહામણાં સંતનાંરે, એના સંત એતો હરીના સમાન; શુભ૦ એના દર્શનથી દોષ સઘળા ટળેરે, પુન્ય પ્રાગરાજ ત્રિવેણીસેં પાન. શુભ. ૬ એકલસંગી મહારાજના આશરેરે, એવા ફરે આ સમે અનેક; શુભ. રૂષિરાજ કેરા સંતની એ રીત છેરે, ટાળે ચોરાશીનાં દુઃખ એવી ટેક. શુભ. ૭

( રાગ ગોડી. )

ધર્યો મ્હેલ જોને થઇ ગઈ ગોડી, ધર્યો મ્હેલ. ટેક. ચાર પહોર કરી પેટની ચિંતા, પંખીડાં વળ્યાં ચારો છોડીરે. ધર્યો. ૧ નસીબે લખેલા થકી અધિકું મળે નહી, દીન થઈ શીદ મરે દોડીરે. ધર્યો. ૨ મિલકત મ્હેલીને જાવું રે જીવડા, સંગે તો નાવે એક કોડીરે. ધર્યો. ૩ ભગતી ભજન તણી દિશા ભુલીને મૂરખ ગયો દીશ મોડીરે. ધર્યો. ૪ સંત સમાગમ કરરે શુરો થઇ, આળસ રાખશે ઓડીરે. ધર્યો. ૫ ભાન વિના તને ભવમાં ભમાવે. આશા ને ત્રક્ષાની જોડીરે. ધર્યો. ૬ અંતરયામી દાસ દુર્લભનો સ્વામી, તેના ગુણ ગા તન તોડીરે. ધર્યો. ૭

દોહલી વેળાના બેલી દીનાનાથ દાતા. ટેક. જન મનરંજન નાથ નિરંજન, ભવભય ભંજન ભ્રાતારે. દોહલી. ૧ જગમાં અસુર જેવા તજે છે તમારી સેવા, ભવો ભવ હેવા અથડાતારે. દોહેલી. ૨ કોઇથી કળાતા નથી ભણ્યાથી ભણાતા નથી, અસુરોથી ઓળખાતારે. દોહેલી. ૩ નટવર-નાગર શુભગુણ સાગર, ત્રીકમ મુનિવર ત્રાતારે. દોહેલી૦ ૪ હે દીનબંધુ હે કરૂણાના સિંધુ, ભકતવત્સળ પિતુ માતારે. દોહેલી. ૫ હે ભવતારણ અધમ ઉધારણ, ધર્મના ધારણ ધાતારે. દોહેલી, ૬ અંતરયામી દાસ દુર્લ્લભના સ્વામી, સેવકને કરો શાતારે. દોહેલી. ૭

---

હરિ નારાયણ સગાછો હમારા. ટેક. સ્વારથીયો સંસાર સકળ છે, માતા ને પિતા સુત દારારે; હરિ. ૧ ગરભ સમે પ્રભુ જ્ઞાન પ્રકાશ્યું, જઠ-રાથી જાળવનારારે. હરિ. ૨ પ્રાણપતી પુરૂષોત્તમ એક પળ, નેણાંથી નવ રહો ન્યારારે. હરિ. ૩ તન મન ધન અર્પણ છે તમને, પ્રાણથી પ્રીતમ પ્યારારે. હરિ. ૪ સુખસાગર એક આપનું શરણું, બીજે તો સુખના ઉધારારે. હરિ. ૫ શરણાંગત વત્સળ સત્યસિંધુ, ખળજનને બહુ ખારેરે. હરિ. ૬ દાસવત્સળ દુર્લ્લભના દીલની, પ્રીતડી પારખનારારે; હરિ. ૭

---

મને તો તમારો મોટો ભરૂંસો મોરારી. મને તો. ટેક. જનમ ધર્યા મ્હોર રોજી જગાવો, પછે પ્રગટે દુધાધારીરે. મને તો. ૧ વિશ્વંભર વ્હાલા બિરદ તમારૂં, નામ ઉપર જાઉં વારીરે. મને તો. ૨ જળ પહાડ પવનનારે પ્રાણી, સરવેને પોંખોછો સંભારીરે. મને તો. ૩ શરણાંગત કેરા છો બેલી, સેવકને સુખકારીરે. મને તો. ૪ શવરી સુદામા વિદુરનારે વ્હાલા, અડતામાં અહલ્યા ઉદ્ધારીરે. મને તો. ૫ અસુર સભામાંથી અબળા ઉગારી, લાજભેર પાંડવ નારીરે. મને તો. ૬ ગોડી સમે દુર્લ્લભનારે ગીરૂવા, પ્રહેલાદ વિપત્તિ વીદારીરે. મને તો. ૭

---

( રાગ ધુન્ય. )

આવો સંતો ઉમંગે ધુન્ય આદરિયે, ધુન્ય આદરિયે ભવજળ તરિયે આવો. ટેક. વિટભુગને પણ પંચ વિષય છે, એ સુખમાં શું પચી મરીયે. આવો. ૧ વણ મતીયાં દુનીયાંની વાદે, ફોગટ ફેરા ના ફરીએ. આવો. ૨ સંત સમાગમ દેવને દુર્લ્લભ, કોડે કોડે જરૂર કરીયે. આવો. ૩ ધુન્ય સમે ઠગ લોક અધરમી, દોડી પડે દુઃખને હરીયે. આવો. ૪ રૂડું કરતાં કુડું ભલે કહેતો, દુરિજનિયાં થકી શીદ ડરીયે. આવો. ૫ જેટલી વાર સંભારીયે

શ્યામને એટલા આપણ સંભારીયે. આવો. ૬ દેવ રીઝે દાસ દુર્લ્લભ કેરો, વાચક એવાં રે વાવરીયે. આવો. ૭

નંદલાલા અમે તો તારાં દાસડિયાં, વ્રજવ્હાલા અમે તો તારાં દાસડિયાં, હરિહરિની પુરો આસડિયાં. નંદલાલા. ટેક. જે મુખે નામ નહી પ્રભુ તારૂં, એ મુખ ઉપર ખાસડિયાં. નંદલાલા. ૧ નામ પ્રતાપથકી જમ ત્રાસે, કળિજુગ લે મુખે ઘાસડિયાં. નંદલાલા. ૨ રટન કરતાં વીતે દિન રજની, દિન દિન કરતાં માસડિયાં. નંદલાલા. ૩ નામ ભુલાવે ભેગાં થઇ નુઘરાં, તો અમને પડે ત્રાસડિયાં. નંદલાલા. ૪ પ્રેમને આધીન ગોપીના પ્યારા, પ્રેમને વશ રમ્યા રાસડિયાં. નંદલાલા. ૫ નવધામાં લાગી પુરણ લગની, આઠે પહોર એ અભ્યાસડિયાં. નંદલાલા. ૬ જનમો જનમ દાસ દુર્લભ જાચે, વૈશ્નવમાં દેજ્યો વાસડિયાં. નંદલાલા. ૭

રાખો રાખો શરણે હવે શામળિયા, હરિ હરિ શામળિયાજી છો બહુ બળીયા; રાખો રાખો. ટેક. શેષ મહેશ વડા તુમ શરણે, શરણ વિના કાળે સહુ ગળિયા. રાખો૦ ૧ ધ્રુવ પ્રહેલાદ જનક સનકાદિક, શરણ થકી સવળા વળિયા. રાખો. ૨ પોતાના જોરે માયા તરે પ્રાણી, શ્રવણે નથી કોઈ સાંભળિયા. રાખો. ૩ ગીધ કપી ગુણીકા ગજ ઉપર, ધન્ય પ્રભુજી અઢળક ઢળિયા. રાખો. ૪ અકળ સ્વરૂપ સકળ અવતારે, કુડમતિયે કદી ન કળીયા. રાખો. ૫ સહાય કરો શરણાગતની પ્રભુ, મુળથી દાખલા બહુ મળિયા. રાખો. ૬ મહેર કરી દાસ દુર્લ્લભને મોહન, પુરવના વચને પળિયા. રાખો.

બોલો બોલો જય જય બદરીશ્વરની, બદરીશ્વરનીરે મુનીશ્વરની બોલો બોલો. ટેક. જય જય મચ્છ કચ્છ જય નરહરી, જય જય ધરણીશ્વરની બોલો. ૨ જય જદુનાથ બુદ્ધ જય કલંકી, રૂષભ કપિલ રૂષીશ્વરની બોલો. ૩ જય નારદ જય વ્યાસ વિશારદ, જય મોહની મુક્તીશ્વરની. બોલો. ૪ જય પૃથુરાજ જગન જગકર્તા, જય જય દત્ત યોગીશ્વરની. બોલો. ૫ જય હયગ્રીવ જય હંસધનંતર, સનકાદિક શૃંગીશ્વરની. બોલો, ૬ કરજોડી જય જય કહે ઝુમખ, જય જય જય તપસીશ્વરની. બોલો. ૭

( સંતના મહિમા વિષે—રાગ ધોળ. )

સંત કલ્પતરૂ શીતળ છાયા, બળતા જીવડલાના તાપ બુઝાયા; અલખ નિરંજન આપે તિહાં આયા, તો વૈરાગનો વાય વાયરોરે. ૨ સતસંગ નિર્મળ

ગંગા સોહાવે, મધ્યમ નીર તેમાં મળી જાવે, તે પણ ગંગા સ્વરૂપ કહાવે, તો બલીહારી સંતના બિરૂદનેરે. ૨ શતસંગ નૌતમ નાવ અમારે, આવી ચઢો કોઈ ઊભું છે આરે; આંધળાં પાંગળાં પાર ઉતારે, તો ભવ દરિયા તણો ભય મટેરે. ૩ કામધેનુ મારાં સાધુડાં કહીયે, સેવતાં સકળ મનોરથ લહીયે; જીવ મટી શિવ સ્હેજમાં થઇયે, તો રીદ્ધિ શિદ્ધિને શું કીજીએરે. અગર ચંદન મારા સાધુ ઉદાસી, વનકટી થઈ જાય ચંદન ખાસી; ના જુવે મક્કા મથુરાં કે કાશી, તો એરંડ વાંસ અભાગીયારે. ૫ સંત પારસમણી જગત સકળમાં, સાચેથી સેવા કે સેવોરે છળમાં; પરસતાં લોહ ટળી જાય પળમાં, તો કુંદન થઇ જાય કારસુંરે. ૬ ભમરી ઇયળ કેરી જાત ભુલાડે, આપ બરાબર કરીને ઉડાડે; અંતર આંખડી સંત ઉઘાડે, તો રચના જુવો રૂષિરાજનીરે. ૭



સંત શશીસમ શીતળકારી, અમી ઝરતાં રહ્યા વાચક ધારી; શાંતિ કરે ત્રણ તાપ નિવારી, તો આનંદસાગર ઉલટેરે. ૧ સંત ધન્વંતર વૈદ હમારા, મહા ભવરોગ મટાવણહારા; ઔષધ અમૃત જ્ઞાનની ધારા છો, પરમારથ કરે પ્રેમસુંરે. ૨ સંત સૂરજસમ પુર્ણ પ્રકાશી, મોહ માયા મહારાજની વિનાશી; હંસતણાં થાય હૈડાં હુલાસી, તો ઘુવડ અધરમીને ગમ નહીરે. ૩ સંત વડા સાહુકાર વેપારી, હીરા માણકની દુકાનો હજારી; સમજુ ગરાક સંસકારી, તો પેટી ઉઘાડી દે પલકમાંરે. ૪ સંત હરી કેરા લાડીલા હંસા, મોતી ચુને ન ખપે મચ્છ મંસા; અળગો કરે દુધથી જળ હંસા, તે બગલાં જુદાં પડે બોલતાંરે. ૫ સંત શુરા મારા ગોવિંદે ગડિયા, બેભાન થયા પીને પ્રેમના પડિયા; અધરમના દળમાં જઈ અડીયા, તો સોળમા શામંત શોભતારે. ૬ ગ્રંથ પંથકેરી નોબતો ગાજે, પાખંડના દળને કરે પરાજે, શાબાશ રંગ દીધો રૂષિરાજે, તો જણનારીને ધન જાણીરે. ૭



સુઘડ નાયતા સંત અમારા, દામ વિના પરમારથ દ્વારા; પાપ પડળ ઉતારણહારા, તો નજર કરી દે નિર્મળીરે, ૧ સંત સમાગમ દુર્લભ જગમાં, રામ અમલ ચઢિયો રગરગમાં; પૃથ્વી તોડે એવું છે બળ ગમાં, તો કીડી દુભતાં કમકમેરે. ૨ ધન્ય ધન્ય સંત ફરે એજ ધરણી, સંતસેવે એની ધન્ય ધન્ય કરણી; વદન હજારેથી ના શકે વરણી, તો એક મુખે શું ઊચરૂરે. ૩ ધન્ય ધન્ય ઘર જેમાં વૈશ્નવ વસતા, હરીજન બેસે ઉઠે નિત હસતા; ગમાર લોક ફરે ઘર ઘસતા, તો પાપી પોતાને પાપે બળેરે. ૪ નિર્મળ તીરથ જ્યાં

સંત ન્હાયા, મોહન સંગ અવિચળ માયા; સંત વિશ્રામ કરે જેની છાયા, તો ધન્ય ધન્ય જગમાં એ ઝાડનેરે. ૫ જે કુળમાં પાકિયા સંત સાચા, વિશ્નુનું નામ વદે જેની વાચા; તહાં કને તો જમ ખાય તમાચા, તે ઈકિ-લંતર કુળ ઉધર્યાંરે. ૬ હરિ હરિ હરિ જપે સંત અમારા, ગંગ બરાબર મુખની ધારા; પ્રાણ થકી રૂષિરાજને પ્યારા, તો ભેટિયે ઉઠીને ભાવશું રે. ૭

## ઈતિ મુમુક્ષુનું અંગ--પ્રકરણ ત્રીજું સમાપ્ત.

## અથ મુકતનું અંગ.

### પ્રકરણ ૪ થું.

નરતન વસંત વિષે—રાગ વસંત.

આનંદનો હરિયો ભલે આવ્યો, નરતન માસ વસંત; વાજાં સકળ અનહદનાંરે વાજે, સાંભળે વિરલા સંત. આનંદનો ટેક. જરણાની ઝારી ને જ્ઞાન ગંગાજળે, સત્યનું શ્રીફળ લાવો; ક્ષમા વાડી માંહિ અક્રોધ આંબો. નિર્ભયનો મોર મગાવો. આનંદ. ૧ ઉંચી સંગત લાવો ઘઉંનીરે ઉંબી, પ્રેમનું કુમકુમ કાઢો; સતગુરૂ શબ્દોની ફાંટયો ભરી, અખિલ ગુલાલ ઉડાડો. આનંદ. ૨ ચોખા વિચારના સુંદર ચોખા, વ્હાલાને ચાલો વધાવા; રહેણીની રંભાનો મંડપ રોપ્યો, સુરતની સચિયો નચાવા. આનંદ. ૩ અશોકનાં રૂડાં તોરણ ઓપે, સુધરમ સાથિયા શોભે; અંતરમહેકે નિરાશ અરગજા, ભક્ત ભમર તહાં લોભે. આનંદ. ૫ સેવના ફુલડેથી મંડપ છાયો, જુક્તિની ગુંથી છે જાળી; વૃત્તિયો આતુર થઇ વ્રજનારિયો, વસંત ખેલે વનમાળી. આનંદ. ૫ નામ નારાયણ મીઠડા મેવા, ધ્યાનને થાળે ધરાવો; લોભ કપુરની આરતિ લાગે, ક્રોધનો ધુપ કરાવો. આનંદ. ૬ ફળરૂચિ શેકીને ફગવા બતાયા, જમીને વખાણ્યા છે વ્હાલે; પોસલિયે રૂષિરાજ પ્રસાદી, આતુર જનને આલે. આનંદ. ૭

નરતન ગોકુળ વિષે.

નરતન ગોકુળમાં ગિરધારી, ખેલ કરે જુઓ ખાસ; પુરણ બ્રહ્મ કરે પરિપુરણ, આહિર ભક્તની આશ. નરતન ટેક. પ્રથમ પાપમણી હણી

પુતના, ચિંતાનું ઝેર ચુશીને; ટાળ્યો પછે તરણાવત ટંટો, રાજી કીધા છે રૂષિને. નરતન. ૧ ભકિત જશોદાએ બાંધ્યા છે ભુધર, પ્રેમને દામણે વ્હાલો; હુંપદ મમપદ ઝાડ ઉખેડયાં, લીલા કરે નંદલાલો. નરતન. ૨ વાદ વચ્છાસુરને વધ કીધો, શમતા કોટી કેરે છાંયે; મોહ બગાસુર મોહને માર્યો, તપશાતણા તટ માંહે. નરતન. ૩ આળસ દૈત્ય અગાસુર આવ્યા, સાધન બાળક સહાયાં; એક ઘડી માંહી એ દૈત્ય માર્યો, અર્ભક જીવતાં આયાં. નરતન. ૪ ભણતર બ્રહ્માનો ગર્વ ગળ્યો છે, છોભા પડયા ગુણસિંધુ; ધુન્ય વૃંદાવનમાં ચારે ધેનો, દયારૂપી દીનબંધુ. નરતન. ૫ કરૂણા કુંવારકા વરત કરે છે, શીતળતા રત સારી; અભે કદંબે ચઢી અલબેલો, નહાલ કરી વ્રજનારી. નરતન. ૬ દુરીજન મેઘ ચઢયા દુખ દેવા, ધ્યાન ગોવરધન ધાર્યો; રૂષીરાજ પ્રભુ ગોકુળ રાખ્યું, ઈંદ્રનો ગર્વ ઉતાર્યો. નરતન. ૭

( રાગ આશાવરી—પ્રેમલક્ષણા ભકિત વિષે. )

જીવો મારા પ્રાણજીવન હુંતો વારીરે, તમપર વ્હાલીડા; જીવો મારા ટેક. પ્રાણથી પ્યારા નેણાંના તારા, હૈડાનારે હાર મનહરનારા જીવો. ૧ હસી હસી દિલ લીધાં હેરી, આ ચિત લીધાં હેરી; લાગ્યાંરે જગકેરાં સુખ ઝેરી. જીવો. ૨ કોટી કલપ વીતે પળ દુર રહેતાં, એ દુખરે થાકે ફણીધર કહેતાં. જીવો૦ ૩ લળી લળી લ્યુંરે ભામણિયાં, કેઇ પેરેરે કીધાં છે આ કામણીયાં. જીવો. ૪ નેણ કટારી મોહન મારી, ઘાયલરે થઇછું હુંતો ગિરધારી. જીવો. ૫ જોઇને જીવુંછું કશું કામ ન સુઝે, બીજુંરે કોઇ આમાં શું બૂઝે. જીવો. ૬ રાજ રૂપાળા દાસ દુર્લ્લભના રસીયા, કૈતકરે વીના વ્હાલા શું હસીયા. જીવો. ૭



વ્હાલીડા મને વ્હાલા રહેજ્યો, લાડીલા મને વ્હાલા રહેજ્યો; ચાતકરે ચહાય જેમ સ્વાંતીને, વ્હાલીડા મને. ટેક. હરીયલ પંખીનું હેત લકડમાં, તેવીરે પ્રીત હરીજન તડમાં. વ્હાલીડા. ૧ માંછલડીની જળ સંગે માયા, ભુધરરે એવા મારે મન ભાયા. વ્હાલીડા. ૨ લોભી નરની ધનપર લગની, પ્યારીરે લાગે એહેવી રજ પગની. વ્હાલીડા. ૩ મોહેર સુણી મણીધર ડોલે, દીલડાંરે ડોલો મારાં એ તોલે. વ્હાલીડા. ૪ કામીને જયમ કામની પ્યારી, એહેવીરે અવિચળ રહો યારી. વ્હાલીડા. ૫ પતંગને દીવડલો પ્યારો, માધવરે એહેવો ભાવ રહો મારો. વ્હાલીડા. ૬ ચકોરને જયમ ચંદ્રમા વ્હાલો, દીલમાંરે દુર્લભનારે મહાલો. વ્હાલીડા. ૭



રાગ ગરબી—પ્રેમલક્ષણા ભક્તિ વિષે.

લાગી લાગીરે મને લાગી લટકાળાજીની પુરણ લગની લાગી. ટેક. આનંદનો દરીયો ઊભરાણો, ભાવટ ભવ કેરી ભાગી. લટકાળા. ૧ લાખ ફેરા સમ ખાઇને લાલચ્ય, ત્રણે ભુવનકેરી ત્યાગી. લટકાળા. ૨ સુંદર શામના ચરણમાં સજની, આઠે પહોર અનુરાગી. લટકાળા. ૩ આળસ મોહ કેરી ઉંઘમાંથી, ઝડપ દેઇનેરે જાગી. લટકાળા. ૪ નાકકટાં જેવી લાગે લજ્જામણી, નિર્લજ દુનિયા નાગી. લટકાળા. ૫ હાથે કરીને મારે માથે હરીનું, મેહેણું લીધુ છે મેંતો માગી. લટકાળા. ૬ દુર્લ્લભના દીલમાં પ્રભુ વસીયા, નિર્ભય નોબત વાગી. લટકાળા. ૭

તાણી તાણીરે લીધાં તાણી, મારે વ્હાલીડે ચીતડલાં લીધાં તાણી. ટેક. ઝેર થયાં જગનાં સઉ સુખડાં, લાવણ્યમાંરે લોભાણી. મારે. ૧ લોકડીયાં તણી લાજે ન લાજુ, ભાવતી બોલો ભલે વાણી. મારે. ૨ શિરપર શેષ મહેશનો સ્વાતી, ધીંગો ધણી વ્રજહાણી. મારે. ૩ ચિંતામણી અણચિંતવી વાધી, કીયારે ભવની કમાણી. મારે. ૪ પોસલ્લીયે મેંતો અમૃત પીધાં, ભાવે તે કેમ હવે પાણી. મારે. ૫ દીલડાં પ્રોવ્યાં છે માટે ડોલુ દીવાની, જીવડલાં શું શકે જાણી. મારે. ૬ દુર્લભના દીલમાં પ્રભુ વસીયા, વાંસળી-યેરે વેંધાણી મારે. ૭

વારી વારી જાઉં વારી, મારા વ્હાલીડાના મુખડલા પર વારી. ટેક. એ મુખડે મુને એક પલકમાં, ભવજળ બુડતાં ઉગારી. મારા. ૧ એ મુખડાના દરશન માટે, ત્યાગી થયા ત્રીપુરારી. મારા. ૨ દેખંતામાં થાઉં હરખે દીવાની, ઇંદ્રને જાણું ભીખારી. મારા. ૩ વણ દીઠે ઘેલીતુર ફરૂં છું, ધ્રુજું છું નેણે જળ ધારી. મારા. ૪ આરોગનું નથી ઓખદ જગમાં, નાડી ન જાણે કોઇ મારી મારા. ૫ કોટીક વૈદ ભલે મરો કુટી, કોઈની ન લાગે આમાં કારી. મારા. ૬ દુર્લ્લભના દિલમાં પ્રભુ વસિયા, મનના ચોર મોરારી૦ મારા. ૭

દાસી દાસીરે હું તો દાસી, મારા વ્હાલીડાની લખ ફેરા હું તો દાસી. ટેક. અણતેડયા મારે આંગણે આવ્યા, કોટીક ગંગા કાશી. મારા વ્હાલી-ડાની. ૧ સેવા લીધીછે કરી નિરનાંરે સાટાં. હરામીજનને તો હાંસી. મારા વ્હાલીડાની. ૨ સો શીર ખોઇયે તો એ સુધાં, અલબેલો અવિનાશી. મારા વ્હાલીડાની. ૩ તેત્રીશ કોટીથી નેહ ટળી ગયો, ચિંતા ભાગી ચોરાશી.

મારા વ્હાલીડાની. ૪ નરક થકી મને નરસી લાગે, અજ્ઞાનીયાંની આશી. મારા વ્હાલીડાની. ૫ શ્રીમુખે કહી સહુ સાંભળતાં, મને ખવાસણ ખાસી. મારા વ્હાલીડાની. ૬ દુર્લ્લભના દીલમાં પ્રભુ વસિયા, વાલ્યમ અક્ષરવાસી. મારા વ્હાલીડાની. ૭

## પ્રાર્થના.

( રાગ ગરબી. )

મારા સાચા સ્નેહીરે, બહરીપતિ બાપલીયા; મને ભારે ભરૂંસોરે, જપું તારા જાપલીયા. ૧ અંત વેળે તો અળગારે, સગાં સહુ સ્વારથીયાં; આજ હરીજન વ્હાલારે, પુરા પરમારથીયા. ૨ આવી અંત સમામાંરે, ઉગારો તો ઉગરીયે; નાથ મારીતો લજ્યારે, જનારી નથી જરીયે. ૩ મારા ધર્મ-ધુરંધરરે, અનાથના નાથ અરે; પ્રભુ પતીતપાવનરે, નોંધારાં ઓધાર હરે. ૪ ગરૂ ગરીબ નીવાજારે, પ્રભુ મારા પ્રાણપતિ; અરે અંતરજામીરે, સુધારી ઘો મારી મતિ. ૫ મચ્છ કચ્છ મનોહરરે. વરાહ નૃસિંહ વિભુ; વેદ વ્યાપક વામનરે, ભૃગુકુળ ભાણ પ્રભુ. ૬ અજોધ્યા અધિપતિરે, સીતા-પતી શોક હરો; વ્રજરાજ વિહારીરે, સેવકની સહાય કરો. ૭ બળ બુદ્ધ કલંકીરે, દયા કરો દત્ત હરે; હરિ હંસ પૃથુ પ્રભુરે, કલ્યાણના ક્રત કરે. ૮ હરિ નારદ હયગ્રીવરે, વળી વદે વ્યાસ હરે; દાસવત્સળ દાતારે, હરો ભવ ત્રાસ હરે. ૯ નાભિરાજાના નંદરે, દયા લાવી દ્રષ્ટી કરો; મુરતીસુત મોહનરે, કપિલજી કષ્ટી હરો. ૧૦ ધિંગિઢાલ ધન્વંતરરે, વિધીસુત ચાર વિભુ; દાસનું દુઃખ જાણીરે, વ્હારે ચઢો જજ્ઞ પ્રભુ. ૧૧ પ્રહેલાદની પીડારે, હણી તતકાળ હરી; તેલ કઢાઈ તાતીરે, સુધન્વાની ટાઢી કરી. ૧૨ રસિયા લાજ રાખીરે, પંચાળીનાં ચીર પુર્યાં; પોતાના જાણી પાંડવરે, હરી તમે દુઃખ હર્યાં. ૧૩ એક નામે અજામેળરે, ઉધારિયો એજ પળે; ગુણકા ગુણ ગાતાંરે, તરી ભવ તેજ પળે. ૧૪ વણ આચારી વાંદરરે, ગણ્યાં જિન દાસડીયાં; ગિધ પંખીને ગૌલોકરે, વસાવિયો વાસડિયાં. ૧૫ ગજરાજને ગોવિંદરે, ઝુંડે ગ્રહ્યો જેહ સમે, હરિ બંધન હરવારે, ઉજાયતા એહ સમે. ૧૬ પાર વિનાના પાપીરે, તાર્યા પ્રભુ ટેક ધરી; દ્રઢ કાળજુ મારૂંરે, નચિંતો છું હું તો હરી. ૧૭ વિશ્વાસિને વાલમરે, દગો કરયે દોષ અડે; વ્રત વાઢતાં વિઠલરે, કુવા માંહિ કોશ પડે. ૧૮ સતિ નારી લુટાતાંરે, પતિ કેરૂં માપ ઘટે; શિષ્યનું સત્ય જાતાંરે, ગુરૂજીનું માન મટે. ૧૯ સુરવૃક્ષને છાંયેરે, બેઠે જ્યારે દેહ બળે; ત્યારે કલપતરૂનીરે, વડાઈ તો વેગે ટળે. ૨૦ સિંહ ભરખ શિયાળેરે, લીધો ત્યારે સિંહશાનો; મોરલી સુણી મધુરીરે, ન ડોલે

ભુજંગ શાનો. ૨૧ પત રાખો પ્રભુજીરે, મારી આજ માવલિયા; નવ થઇએ નમેરારે, દયાળુ છો નાવલિયા. ૨૨ વ્હાલા કઠણ વેળામાંરે, સગું કોઈ કેનું નથી; નાથ છો નિરમાનીરે, આવ્યાં કેમ માન અતિ. ૨૨ દાસ પીડાતો દેખીરે, દીલે નવ લાવો દયા; ત્યારે ગીતામાં ગોવિંદરે, કૃપાનિધિ કેમ કહ્યા. ૨૪ મોટા નામનો મહિમારે, વખાણે છે વેદ સદા; આપનું બિરૂદ એવું રે, બુડી જાય કેમ કદા. ૨૫ હેઠું નાખે ન હરિયલરે, અડયું પગે એક વરા; મેં તો સેવ્યાં છે ચરણાંરે, ઉમંગે અનેક વરાં. ૨૬ ધુળ ચપટી બીજાપેરે, તાળી લેશે મુર્ખ મળી; બિરદ બાનાનુ જાશેરે, વિચારીને જો જો વળી. ૨૭ અરે અવગુણ જોતારે, પ્રભુ કેમ પાલવશે; પેટમાં મારે પાટુરે, જનેતા તો જાળવશે. ૨૮ બચ્ચાં ન્યાળે નપ ખાંરે, મળે કયારે માવડલી; એમ જોઉછું જીવનરે, વળી વળી વાટડલી. ૨૯ સંત લેઈ સંગાથેરે, પધારોને પ્રાણપતી; દિલ શુદ્ધથી દુર્લભરે, ચહે તવ ચરણ રતી. ૩૦

( રાગ કાફી—મનને શીખામણ વિષે. )

મનડા કહ્યું મારૂંરે, માની લેને મનડા કહ્યું મારૂંરે ટેક. માની લેને કહ્યું મારૂં, ચોરાશીનું મટે વારૂં; વારે વારે તને વારૂંરે. માની. ૧ માયામાં તું સુખ માને, ધ્રુજે છે હરીને ધ્યાને; સતસંગે લાજે શાનેરે. માની. ૨ ઝાંઝવાનાં પાણી જોઈ, પિવા દોડે પ્રિત પ્રોઈ; રખડી મરીશ રોઈરે. માની. ૩ ચપળતા પડી ચુલે, જગમાં બેહાલ ઝુલે; ભર્મણામાં શિદ ભુલેરે. માની. ૪ વિષયોની ગમે વાતો, ગોવિંદાને નથી ગાતો; અવળાઈ ઘણી આતોરે. માની. ૫ બદરીપતીને બેલી, કરીલે કપટ મ્હેલી; સુધારી લે બાજી છેલીરે. માની. ૬ રૂષિરાજ હરી રીઝે, કામ એવું કરી લીજે, પ્રભુરસ નીત પીજેરે. માની. ૭

મનનો વિશ્વાસ કરવો તે વિષે.

મનની ન કોઇ કરેરે પતિજ પાપી, મનની ન કોઇ કરેરે. ટેક. કોઇ ન પતિજ કરો, દિન દિન બહુ ડરો; તો સહજે ભવ તરોરે. પતિજ. ૨ બાંધિયે તો નાવે બંધે, ઢાપલું માયાને ધંધે; કહ્યું છે પંચમ સ્કંધેરે. પતિજ૦ ૨ ઋષભ પ્રભુએ પેખ્યું, મનને લબાડી લેખ્યું; સિદ્ધિયો સ્હામું ન દેખ્યુરે. પતિજ. ૪ સુભરી રૂષિયે જાણી, મનની પતિજ આણી; તપ થયું ધુળધાણીરે. પતિજ. ૫ મનને ભરૂસે રહ્યા, સિદ્ધને સાધક વહ્યા; પરાશર પડી ગયારે. પતિજ. ૬ રૂષિરાજ રીત એવી, મનની પતિજ કેવી; જુગારીની માયા જેવીરે. પતિજ. ૭

મનના અજબ ખ્યાલ વિષે.

મનુવો અખંડ કરેરે, અજબ ખ્યાલ મનુવો અખંડ કરેરે. ટેક. મનુવો અખંડ કરે, પળમાં પાખંડ ધરે; પળમાં બ્રહ્માંડ ફરેરે. અજબ. ૧ પળમાં મજુર બને, પળમાં તો સુર બને; કાયર ક્રૂર બનેરે. અજબ. ૨ પળમાં વાંદર જેવું, પળમાં ઉંદર જેવું; પળમાં તો ખર જેવુંરે. અજબ. ૩ પળમાં ભુપાળ બને, પળમાં ગોવાળ બને; પળમાં શિયાળ બનેરે. અજબ. ૪ પળમાં તો ક્રોધ રૂપ, પળમાં તો યોધરૂપ; પળમાં વિરોધ રૂપરે. અજબ. ૫ જુવે ન કુઠામ ઠામ, કરે એનું ધાર્યું કામ; હરામીના બહુ હામરે. અજબ. ૬ લોક વેદ તણી લાજ, માને નહિ દગાબાજ; રીસ આણે રૂષિરાજરે. અજબ. ૭

મનને વશ કરવા વિષે

ચપળ ચોર મનરે, જીતો સંતો ચપળ ચોર મનરે, કરો વશ ચપળ ચોર મનરે. ટેક. ધ્યાનની લગામ ધારો, સુમરણ હામ ધારો; વિષયા રાત બવારોરે, કરો. ૧ તપના તો તાજણીયા, વૈરાગને દોરે વણીયા; ચાબક ગુરૂ બણિયારે. કરો. ૨ સતસંગ રેત માંહિ, ક્ષમાજીના ખેત માંહિ; થકવો ફેરવી ત્યાંહિરે. કરો. ૩ પવનનો થંભ થાપો; ઓહં સોહં સીડી માપો; મન ભૂતડાને આપોરે. કરો. ૪ મન ગજ મતવાલો, જ્ઞાનનો અંકુશ ઝાલો; ભગતી ભજન ભાલોરે. કરો. ૫ કામ ક્રોધ લોભ મોહ, ચોરના ઉપર દ્રોહ; ચરણે જંજીર લોહરે; કરો. ૬ શિખામણ દેઉં છેલ્લી, દેશો માં ધીરજ મ્હેલી; રૂષિરાજ રામ બેલીરે. કરો. ૭

( રાગ ગરબી–ધીરજ વિષે. )

ધીરજ સંતોનેરે ધીરજ રાખી ધરથી, ન ડગ્યાં દુરિજનિયાંના ડરથી; ધન્ય સંતોનેરે. ટેક. શ્વાન ભસે પણ શ્વાન સામું ભસાય નહિ કુંજરથી; ધન્ય. ૧ વાંદરનાં હાંતિયાને વાદે, ન થાય તેવું નરથી; ધન્ય. ૨ પાંચ વરસના પ્રહેલાદજીની, છાતી કઠણ વજરથી; ધન્ય. ૩ હજાર વાતે હરકત પહોંચી, પાંડવને પામરથી; ધન્ય. ૪ રોજ રગડગત વેઠી વિલક્ષણ, ઉછર્યા તે અવસરથી; ધન્ય. ૫ હરીશ્ચંદ્ર હેરાન થયા પણ, નવ તોડયું નટવરથી; ધન્ય. ૬ રૂષિરાજ બલિહારી બળને, તોડયું ગોરના વરથી; ધન્ય. ૭

વૈરાગ વિષે.

ધન્ય ગોપીચંદરે વૈરાગને જાઉં વારી, મમતા સર્વસ નાખી મારી; ધન્ય ગોપીચંદરે. ટેક. સહેજ વાતમાં તજી સોળસેં, નવજોબનિયાં નારી;

ધન્ય. ૧ ઝેર થયા જરિયાની જામા, ટુટેલી કંથા ધારી; ધન્ય૦ ૨ સોના તણા સુખપાલ તજ્યા વળી, પગમાં નહી પેંજારી; ધન્ય. ૩ પડી મુકી જુઓ એક પલકમાં ઝગઝગ કનક ક્યારી; ધન્ય. ૪ કનક થાળ પકવાન તજીને, વન વન અલેખ પોકારી; ધન્ય. ૫ સુખ સંપત સંસાર સાહેબી, સ્વપને નવ સંભારી; ધન્ય. ૬ રૂષીરાજ રીઝીયા વૈરાગે, વાલ્યમ કુંજ-વિહારી; ધન્ય ગોપીચંદરે વૈરાગને જાઉં વારી. ૭

પ્રેમભક્તિ વિષે.

ધન્ય ગોપીજનરે પ્રેમપણે હદ વાળી, વશ કરી લીધા શ્રી વનમાળી; ધન્ય ગોપીજન. ટેક. લોક કુટુંબની લાજ તજીને, બિરદ રાખ્યું બિરદાળી; ધન્ય. ૧ માત પિતા સુત બંધવ મેહેલ્યાં, ખાવીંદ ન શકયા ખાળી; ધન્ય. ૨ વાંસલડીનો શબ્દ સુણંતાં, તનની શુદ્ધ ટાળી; ધન્ય. ૩ નફટ લોકની હરકત ન ગણી, બરકત નાંખી બાળી; ધન્ય. ૪ લક્ષ્મીથી ઘણી મોટપ લીધી, કુણ બિચારી કાળી; ધન્ય. ૫ કોટિ ભુવનના કરતા સાથે, રાત દીવસ રંગતાળી; ધન્ય. ૬ વાહ વાહ રૂષિરાજે વૃજની, ભક્તિ અલૌકિક ભાળી; ધન્ય ગોપીજનરે. ૭

રાગી મુકતની સમજણ વિષે.

ધન્ય ધન્ય સમજણરે જનકરાયની જાણું, વંદન કરીને નિત્ય વખાણું; ધન્ય ધન્ય સમજણરે. ટેક. અલખત જોતાં ઇંદ્ર બરાબર, મોહ તણે મુખ છાણું; ધન્ય. ૧ પીતાં હરીરસ હવેલી સળગી, દીલડું નવ ડહોળાણું; ધન્ય. ૨ એકાંતે છળવા આવી અપછરા, યોગીનું મતુ જણાણું; ધન્ય. ૩ રંગમહેલ તો રાન સરીખા, ભભૂત બરાબર ભાણું; ધન્ય. ૪ શુળી અને સિંહાસન સરખાં, લેંટ બરાબર નાણું; ધન્ય. ૫ વૈરાગના ઉપર હદ વાળી, ગાદીનું કામ ગણાણું; ધન્ય. ૬ રૂષીરાજ બલીહારી રાયને, હરદમ નામ જપાણું. ધન્ય. ૭

મુકતના આનંદ વિષે.

ભલે શુકન થાઓ સારા, આનંદ છેરે લોલ; મળો લાકડાંના ભારા, આનંદ છેરે લોલ. ૧ ભલે નવે ગ્રહો રૂઠો, આનંદ૦ ભલે દુધે મેહ વુઠો, આનંદ. ૩ ભલે પુષ્પ લેઇ પુજો, આનંદ. ભલે ધુળ નાખી ધ્રુજો, આનંદ. ૪ ગણો ગુણિયલ કે ગાંડો આનંદ. ભલે ફાવે એમ ભાંડો, આનંદ. ૫ ગણી રોચુવો કે રંડી, આનંદ. ભલે પરખો પાખંડી, આનંદ. ૬ રૂષીરાજના રૂદીયે, આનંદ. વ્યાપી રહ્યો છે સદાયે. આનંદ. ૭

કોઇનો ખુટયો ન ખુટે, આનંદ છેરે લોલ; ચોર હાકમ ન લુટે, આનંદ. ૧ ભલે મળો હાથિ હોદો, આનંદ. ભલે બંધીખાને બાંધો, આનંદ. ૨ ભલે રહું સદા ભોગી, આનંદ. ભલે રોજ રહું રોગી, આનંદ. ૩ ભલે મળો લુખી ભાજી, આનંદ. ભલે મળે રસોઇયો તાજી, આનંદ. ૪ ભલે થિર માન થાપો, આનંદ. ભલે અપમાન આપો, આનંદ. ૫ વ્હેમ બળી થયાં વાની, આનંદ. દ્રઢ કાળજુ છે ધ્યાની, આનંદ. ૬ રૂષિરાજ રામ રીઝે, આનંદ. હવે કામ એજ કીજે, આનંદ. ૭



આ તે સાચું કે સ્વપ્નું આશું થયુંરે લોલ; જગત જાણે છે ખપનું, તે કયાં ગયુંરે લોલ. ૧ માયા મરેલી શી ભાળું, આ શું થયુંરે લોલ; કામ કળિજુગનું કાળું, તે કયાં ગયુંરે લોલ. ૨ આખું જગત લાગે અવળુ, આ શું થયું. સગાં કામ કરે સવળું, તે કયાં ગયું. ૩ સુખ દુઃખ થયું સરખું, આ શું થયું. નેણાં ભરી લોક નિરખું, તે કયાં ગયું. ૪ ડાહ્યું લાગે છે દિવાનું, આ શું થયું. પાપ પુન્ય તણું પાનું, તે કયાં ગયું. ૫ જમણ લાગે વેઠ જેવું, આ શું થયું. નરકચોરાશીનું દેવું, તે કયાં ગયું. ૬ રૂષિરાજ રામ રાજી, આ શું થયું. મન મેવાશી પાજી, તે કયાં ગયું. ૭



હવે કુણ જાય કાશી, ચિંતા ટળીરે લોલ; મળ્યા વૈકુંઠવાસી, વેળા વળીરે લોલ. ૧ શિદ વાત રાખું છાની, ચિંતા. મને વાત લીધી માની, વેળા. ૨ કેફ કારમી ચઢી છે, ચિંતા. ગાંઠ પ્રેમની પડી છે, વેળા. ૩ અસલ વાત ઓળખાણી, ચિંતા. કિયા જનમની કમાણી, વેળા. ૪ ખલક સરજનહાર ખોળ્યો, ચિંતા. હરખનો સમુદ્ર છોળ્યો, વેળા. ૫ જગત તરખલશું જાણું, ચિંતા. મોક્ષ જીવતાં હું માણું, વેળા. ૬ રૂષિરાજ રામ રાજી, ચિંતા. દુરિજન બળે દાઝી, વેળા. ૭

---

રાગ કેદારો—દુરિજનના સંગનો ત્યાગ કરવા વિશે.

નહિ કરૂં નહિ કરૂં નહિ કરૂં, દુરિજનિયાંની સંગત નહિ કરૂં. ટેક. વસ્તીમાં વસવાનો નહિ જોગ આવે, તો જંગલમાં ફરતો કરૂં. દુરિજનિયાં. ૧ શબ્દ સુણ્યે આવે શ્રવણોમાં ચસકા, તો ભાળી ભાળી નેણે જળ ભરૂં; દુરિજનિયાં. ૨ પાસે બેઠા થકી ત્રાસ પડે છે, તો અડવાથી ઉલકી મરૂં; દુરિજનિયાં. ૩ સમરણ તાર તોડાવે છે સેહેજે, તો ધીરજ કેમ કરી ધરૂં; દુરિજનિયાં. ૪ વાટે ને ઘાટે જતાં જતાં નિત્ય વળગે, તે જંગલનું જાણે જાંખરૂં; દુરિજનિયાં. ૫ શુળીનું દુઃખ હજી કાંક સારૂં, તો દુરિજનથી

હું તો બહુ ડરૂં; દુરિજનિયાં. ૬ દુરિજનથી રૂષિરાજને હાવો, તો પાપીનું મુખ થજો પુરૂં; દુરિજનિયાં. ૭

સંત સમાગમની ઇચ્છા વિષે.

જો મળે જો મળે જો મળે, રૂડો સંત સમાગમ જો મળે; ટેક. ત્રિવિધી તાપ બૂઝે તેજ વેળા, તો શીતળતા અંતરે ઢળે; રૂડો. ૧ રૂદિયા નગરમાંથી સાવ ઊચાળે, તો અવગુણ સરવે ઉચળે; રૂડો. ૨ આતમ લક્ષતણી અગનીમાં, તો મોહનાં મુળ બધાં બળે; રૂડો. ૩ સાગર માંહી ભળે જેમ સરિતા, તો ભગવંતમાં વરતી ભળે; રૂડો. ૪ ધર્મ સનાતનમાં થાય દ્રઢતા, તો વૈરાગની અવધી વળે; રૂડો. ૫ ભક્તિ વિના બીજું ભાન રહે નહિ, તો જ્ઞાન હિમાળે મન ગળે; રૂડો. ૬ રૂષિરાજ વારી સાધુની સંગત, તો જીવદશા જીવની ટળે; રૂડો. ૭

ધર્મનું સ્થાપન કરવામાં શુરવીરપણા વિશે.

નહી ભરૂં નહી ભરૂં નહી ભરૂં, પાછાં પગલાં હવે હું તો નહી ભરૂં. ટેક. સમરણ બખતર પેહેરૂં શરીરે, તો અહંબ્રહ્મ મુખે ઉચરૂં; પાછાં પગલાં. ૧ તુળસી પાન મુખમાં લેઈ મુકું, તો પ્રથમથી ડાભ પાથરૂં; પાછાં પગલાં. ૨ સત સમશેર ક્ષમા કર ખાંડું, તો શીશ ઉતારીને સંચરૂં; પાછાં. ૪ કામ ક્રોધ મદ લોભ મળે, તો કાપી કાપી કટકા કરૂં; પાછાં. ૫ અધર્મ વાઘનો અંતજ આણું, તો ઢુંગસિંહને ઢુંઢતો ફરૂં; પાછાં. ૬ રોકણહાર રૂષિરાજને કુણ છે, મારૂં કે પોતે હું મરૂં; પાછાં. ૭

દેહાભિમાન તજવા વિષે.

કુણ કરે કુણ કરે કુણ કરે, ગંદી દેહનો અભિમાન કુણ કરે. ટેક. પૃથ્વી પવન જળ અગની ગગનની, તો ગાંઠ પડી છે તે તો નરે; ગંદી દેહનો. ૧ લેંટ લાળ ગળફાનું ભરેલું તો ખોખું પાનાની પેઠે ખરે; ગંદી દેહનો. ૨ પાચ પરૂ મળમુત્રને, તો રાત દિવસ ઝરતુંજ રે'; ગંદી. ૩ હાડ પંજરપર ચામડું આળું, તો લોહી બધે ફરતું ફરે; ગંદી દેહનો. ૪ નખથી શીખા સુધી નરક ભર્યું છે, તો દેખી જોતાં દિલડું ડરે, ગંદી દેહનો. ૫ પાણીતણા પરપોટાની પેઠે, રહેવાની ધીરજ કુણ ધરે; ગંદી દેહનો. ૬ તનનો માલ રૂષિરાજે તપાસ્યો, તો કંપી કંપી મન થરથરરે; ગંદી. ૭

રાગ કાફી—માયાપર સ્થિતિ વિશે.

કાયરનું નહિ કામ, ન્યારો ભાઇ પંથ અમારો; કાયરનું નહિ કામ. ટેક. પેટ કટારી પહેરીને પહેલેથી, સંચરવું સંગ્રામ; ન્યારો ભાઈ. ૧ ત્રણે

ભુવનના સુખની તૃષ્ણા, હજાર વાર હરામ; ન્યારો. ૨ વિષયી જનને વેણ અમારાં, દીધા જાણીયે ડામ; ન્યારો. ૩ સહેજ સમાધી શ્વાસ ઉશ્વાસે, નાભીએ રટવું નામ; ન્યારો. ૪ અષ્ટસિદ્ધિ નવનીધિ લાગે, ગંઠીચોર ગુલામ; ન્યારો. ૫ આ દુનિયામાં ડેરા દીધા, માયા પાર મુકામ; ન્યારો. ૬ રૂષિરાજ આનંદ રહે નિત, જાતાં તન ધન ધામ; ન્યારો. ૭

મરજીવા રસ માણેરે, જીવે તેને ભેદ જડે નહિ; મરજીવા રસ માણે. ટેક. અઢાર ભારમાં અમરબૂટી, યોગી વીરલા જાણેરે; જીવે તેને. ૨ આંખે અંધો કંઠે કોયલી, ભુખ્યો ઉઠે ભરે ભાણેરે; જીવે. ૨ મરણ ધારીને મહા જળે જાય તે, અમુલ્ય મોતીડાં આણેરે; જીવે. ૩ એરણ હોય તો હીરો જણાશે, પરખાશે નહિ પહાણેરે; જીવે. ૪ દોર ઉપર નટ ખાંડે ખેલે, મોજ મળે તે ટાણેરે; જીવે. ૫ તેલ ભરેલી ત્રાંસળી જાળવી, શેહેર તપાસ્યું એક શાણેરે; જીવે. ૬ રૂષિરાજ મતનો અમૃતરસ, ચખાય નહિ રંક રાણેરે; જીવે. ૭

જીવને માયાનું આવરણ છે તે વિષે.

જીવ તણું નહિ જોર, હિંડી શકે પંથે અમારે; જીવ તણું નહિ જોર. ટેક. હીંડવા જાય તો હરકત મોટી, ઘર ધંધો વન ઘોર; હીંડી શકે. ૧ અતિ વિકટ છે મારગ આડા, કુટુંબ પહાડ કઠોર; હીંડી શકે. ૨ ધન વિદ્યા મદ ને વળી મમતા, આડા થુવરના ઓર; હીંડી. ૩ દશે દિશામાં વીંટી વળ્યા તે, ચાવશે ખાપરા ચોર; હીંડી. ૪ મેઘ ઘટા જોઈ નાચવા માંડે, કદળી વનનાં મોર; હીંડી. ૫ શરદ પુનમની સુરતા સાંધે, ચાંદો જોઈ ચકોર; હીંડી. ૬ રૂષિરાજ જળકુકડી રાહે, ધીર ધરે નહિ ઢોર; હીંડી. ૭

જ્ઞાની પુરૂષનો બોધ આસુરી જીવને ન લાગે તે વિષે.

બોધકમાં નહિ બાધ, પાત્રમાં પાપ રહ્યું છે; બોધકમાં નહિ બાધ. ટેક. પારસ પરશે હેમ ન હોય તો; આયસનો અપરાધ. પાત્રમાં. ૧ પલળે નહિ પાષાણ કદાપી, ઉંડું નીર અગાધ. પાત્રમાં. ૨ સરાવનારો કહોને શું કરે, અવળચંડીનું શ્રાદ્ધ. પાત્રમાં. ૩ દરપણમાં રવિ પુરણ ન દરશે, દુણીની ક્યાં કરૂં દાદ. પાત્રમાં. ૪ સુરજ ઉગે સરવે દેખે, ઉલુક દે અપવાદ. પાત્રમાં. ૫ દેવ જગામાં દારા દેખી, મેલે છે મરજાદ. પાત્રમાં. ૬ સર્વે સુણે રૂષિરાજની રચના, સરખો ન લહે સ્વાદ. પાત્રમાં. ૭

નામ સ્મરણના મહિમા વિષે.

નરનારાયણ નરનારાયણ જીભલડી તું જપરે, ચંચળતા ચતુરાઇ ચરણમાં અરપરે નરનારાયણ. ટેક. નરનારાયણ નરનારાયણ નામ મંત્ર મોટો, ભવજળ દરિયાવ નાવ જુગલ નામ જોટો. નર૦ ૧ નરનારાયણ

નરનારાયણ જાપ એજ જાદુ, વેરી વશ થાયે કામ ક્રોધ ને વિવાદુ નર૦ ૨ નરનારાયણ નરનારાયણ નામ તોપ ગોળો, તોડે અજ્ઞાન કોટ ટળે મોહ ટોળો. નર૦ ૩ નરનારાયણ નરનારાયણ નામ બડી બૂટી, જન્મ મરણ જબ્બર રોગ તરત જાય ટુટી. નર૦ ૪ નરનારાયણ નરનારાયણ નામ શુકન સારા, અગણીત અવયોગ યોગ ના નડે નઠારા. નર૦ ૫ નરનારાયણ નરનારાયણ નામ મોટી સિદ્ધિ, નરક તુલ્ય અવર સકળ રિદ્ધિ નિદ્ધિ. નર૦ ૬ નરનારાયણ નરનારાયણ નામ મોટી માજા, રૂષિરાજ કહે નિવારજનાર વિશ્વરાજા. નર૦ ૭

મહી મુક્તની સ્મરણ ભક્તિ વિષે.

નરનારાયણ નરનારાયણ જપરે કરમાળા, ચપળતાની ચાલ બદલ મ્હેલ બીજા ચાળા. નરનારાયણ. ટેક. નરનારાયણ નરનારાયણ બોલ મારી નાળી, લખચોરાશી લેંટ તુલ્ય દુર થાય ડાળી. નર૦ ૧ નરનારાયણ નરનારાયણ સમર મારી છાતી, હરદમે હજારવાર ગ્રીવા રહેને ગાતી. નર૦ ૨ નરનારાયણ નરનારાયણ બોલ નાક મારા, ત્રિવેણીની તીર માંહી પાડને પોકારા. નર૦ ૩ નરનારાયણ નરનારાયણ નામ બોલ નેણા, કોટી ભમર શબ્દ તુલ્ય કાન સુણ વેણાં. નર૦ ૪ નરનારાયણ નરનારાયણ ઉચ્ચર નવસે નાડી, રગરગમાં ભજન રંગ પાસ દેને પાડી. નર૦. ૫ નરનારાયણ નરનારાયણ નામ બોલ મનરે, નખથી શિખા સહિત તું તો નામ બોલ તનરે; નર૦ ૬ આઠે પહોર આજ ઉધમ વીર હાંક વાગી, રૂષિરાજ રોમ રોમ નામ ધુન્ય લાધી. નર૦ ૭

( રાગ ગરબી—દિલની રામાયણ. )

દિલમાં દેખીલ્યોરે દેખીલ્યોરે, રઘુનાથજીનો ખુબ રંગ ખીલ્યોરે; દિલમાં. ટેક. હાંરે ગંગ સરજુ તો શાન્તવૃત્તિ શુરી, નિત્ય ન્હાય તેના દોષ થાય દુરી; હાંરે પ્રેમ કોટમાં અજ્યોધ્યા પુરીરે. દિલમાં. ૧ હાંરે પરમારથ તો દશરથ પિતા, માત કૌશલ્યા હરિગુણ ગાતાં; હાંરે શુદ્ધ બુદ્ધિ તો જાણજો સીતારે. દિલમાં. ૨ રહીરે બ્રહ્મ હવેલીમાં રામ રામ હીરો, જાપ અજપા ધનુષ્ય બાણ ધીરો; હાંરે વડો વિવેકી લક્ષ્મણ વીરોરે. દિલમાં. ૩ હાંરે શુદ્ધ ધર્મ ધારજો વસિષ્ટ સ્વામી, જ્ઞાનરૂપ ભરત મોક્ષ પંથ ગામી; હાંરે રાગ રૈયતની વેદના વામીરે. દિલમાં. ૪ હાંરે યોગ જંગલમાં જીવ દયા ઝાડી, ચિત્રકોટ ચિત્ત પાત્ર પુન્ય પહાડી; હાંરે દિનોનાથ કરે ખેલ માંહી દહાડીરે. દિલમાં૦ ૫ હાંરે સત્ય સુગ્રીવ હનુમાન હરખે કુદે, વિદ્યા વાંદરની ફોજ થઈ ઉદે; હાંરે રોસે રાક્ષસનાં કાપીયાં છે રૂદેરે. દિલમાં. ૬ હાંરે નળ નીલ નિગમ છે શિલાટ સારા, ભવસાગરની પાજ બાંધનારા; હાંરે રૂષિરાજ રામ સવેળે ઉતાર્યારે. દિલમાં. ૭

હાંરે દિલમાં દેખીલ્યોરે દેખીલ્યો, રાય રાવણનો ખુબ રંગ ખીલ્યોરે. દિલમાં. ટેક. હાંરે લોભ સાગરમાં માયાપુરી લંકા, કપટ કોટ ઉપર વાજે દોષ ડંકા; હાંરે વચ્ચે વસિયા છે મોહ વીર વંકારે. દિલમાં. ૧ હાંરે કામ રાવણ તો નિત્ય રહ્યો કોપી, લોક વેદતણી લાજ બધી લોપી; હાંરે એવી અનીતિની ફોજ બુરી ઓપીરે. દિલમાં. ૨ હાંરે ક્ષમા રાણી મંદોદરી છે ખાસી, શીખ દીધામાં ગઈ જીભ ઘાસી; હાંરે તોએ જોયું નહિ મુરખે તપાસીરે. દિલમાં. ૩ હાંરે ક્રોધ કુંભકરણ ભાઈ જુઓ કેવો, તકે તૃષ્ણાની સોડ તાણે તેવો; હાંરે અહંકાર ઈંદ્રજીત સુત એવોરે. દિલમાં. ૪ હાંરે ફેલ ધ્વજા થંભા પાપની ફરૂકે, અજસ ચોવડીઓ અવસર ના ચુકે; હાંરે મિથ્યા કચેરી મુરખતા ન મુકેરે. દિલમાં. ૫ હાંરે શીશ દશે દિશ મુકુટ મચ્છરના, અભિમાન છત્ર પ્રાણ દુભે પરના; હાંરે શોક સિંહાસન ચોરગુણ ચરનારે. દિલમાં. ૬ હાંરે કારભારી અજ્ઞાન કરે કામું, એવું રાવણનું રાજ્ય છે નકામું; હાંરે રૂષિરાજ રામ જુઓ એના સ્હામુંરે. દિલમાં. ૭



હાંરે દિલમાં દેખીલ્યોરે દેખીલ્યો, રામ રાવણનો સંગ્રામ ખીલ્યોરે. દિલમાં. ટેક. હાંરે પ્રથમ અંગદ વૈરાગ ગયા આપે, જેવા ઉંદરાને બીવરાવ્યા સાપેરે; એવું કરી આવ્યા રામને પ્રતાપેરે. દિલમાં. ૧ હાંરે દૈવી ફોજ ચઢી દિનાનાથ કેરી, કપટ કાંગરા તમામ લીધા ઘેરી; હાંરે શુરા શોકમાં સુકાય શેરી શેરીરે. દિલમાં. ૨ હાંરે ઈંદ્રજીતે મારી અનાચાર બરછી, વાગી લક્ષ્મણને તરત છાતી સરશી; હાંરે તેના મૂર્ચ્છા થઇ ઘણીક નરસીરે. દિલમાં. ૩ હાંરે અમર દીવો સતસંગનો ઉપાડી, લાવ્યો વીર જેની અંજની છે માડી; હાંરે તરત લક્ષ્મણની મૂર્ચ્છા મટાડીરે. દિલમાં. ૪ હાંરે જાપ અજપાનાં બાણ છુટ્યાં જ્યારે, કુંભકરણ ઈંદ્રજીત મુવા ત્યારે; હાંરે પછી કુણ ચઢે રાવણની વ્હારેરે. દિલમાં. ૫ હાંરે રાવણ મારીને લંક લુટી લીધી, દાસ હતો તેને રાજગાદી દીધી; હાંરે સીતા ભેટીયાં ને લીલાલહેર કીધીરે. દિલમાં. ૬ હાંરે વ્હાલો વૈમાને બેસી ઘેર આવ્યા, સીતા સહિત વળી સખા સંગે લાવ્યા; હાંરે રૂષિરાજે ભાવ મોતીડે વધાવ્યારે. દિલમાં. ૭

દીલના તીર્થ વિષે.

હાંરે દિલમાં દેખીલ્યોરે દેખીલ્યો, સકળ તીર્થનો ખૂબ સંઘ ખીલ્યોરે. દિલમાં. ટેક. હાંરે જ્ઞાન ગંગાજળ કૃષ્ણ કથા કાશી, યોગ જગન્નાથ અવધ સંત આશી; હાંરે કુરૂક્ષેત્ર કોમળ ચિત્ત વિશ્વાસીરે. દિલમાં. ૧ હાંરે અવંતીપુરી આચારસિંધુ સેવા, ધીરજ ધરણીધર દાન દેવી દેવા; હાંરે રામ રામ વાણી રેવારે. દિલમાં. ૨ હાંરે દયા દ્વારામતિ બદ્રિનાથ બ્હાનું, પુરી સુદામાની શાન્તિ પુન્ય છાનું; હાંરે મુનિવ્રત શાહેર મથુરાં હું માનુંરે.

દિલમાં. ૩ હાંરે તીવ્ર તપશા તો જાણવી ત્રિવેણી, સેતુબંધ રામનાથ રૂડી રહેણી; હાંરે મહિસાગર તો ક્ષમા મોક્ષ દેણીરે. દિલમાં. ૪ હાંરે પ્રભુ આશરો પ્રયાગરાજ પરખો, નદિ સરસ્વતિ નમ્રતાને નીરખો; હાંરે આબુ-રાજ તો અક્રોધ મેરૂ સરખોરે. દિલમાં. ૫ હાંરે ગુરૂ શિક્ષા તો ગોમતીનો આરો, ધર્મ ધારણા તો સાબ્રમતિ ધારો; હાંરે સુવિચાર ગિરનાર પહાડ પ્યારોરે. દિલમાં. ૬ હાંરે વીધિ વિવેક સંતોષ વિષ્ણુ સ્વામી, નિલકંઠજી વૈરાગ નિષ્કામી; હાંરે રૂષિરાજે ખોળી જોયું નથી ખામીરે. દિલમાં. ૭

( રાગ ગરબી—પ્રેમલક્ષણ ભક્તિ વિષે

હાંરે દેખો સખી ડોલરીયો, કાલીંદીને કાંઠે ઉભોરે. ટેક. પ્રાણજીવન રૂડું પહેર્યું પીતાંબર, હાંરે મોર મુગટ મનોહર ધરીયો. કા૦ ૧ વાંસળી વગાડે ને મોહ પમાડે, હાંરે જુઓ ચાળો જાદુડાનો ભરીયો. કા૦ ૨ ભીને વાને પણ ભલો શોભે છે, હાંરે પેલો ગુંજાનો હાર કેડ્યે કરીયો. કા૦ ૩ વઢનારી નારીયો તો કહે છે વઢકારો, હાંરે મને લાગે છે ડાપણનો દરિયો. કા૦ ૪ માંકડાં લઇને કાલે માંખણ માગવા, હાંરે ફળિયામાં ઘેર ઘેર ફરીયો. કા૦ ૫ કૈકવાર આંગણે નચાડું નાનકડો, હાંરે પેલો કાનકુંવર કેસરીયો. કા૦ ૬ રંગીલો નાથ રૂષિરાજ કહે રૂપાળો, હાંરે એતો આપણે કાજે અવતરીયો. કા૦

હાંરે કાળજાની વાત કોને કહીયે, ગોવાળીયે ઘ્હેલાં કીધાંરે. ટેક. ચિત્તડલાં ચોરીયાંને કાળજડાં કોરીયાં, હાંરે એને વિજોગે રોઇ રોઇ રહીયે. ગોવાળીયે. ૧ વગર વાંકે શીદ કીધાં વસીકર્ણ, હાંરે છોગાંવાળે જસોદાને છૈયે. ગોવાળીયે. ૨ વાંસે ફરીયે તો કરે લોકડાં વજારત, ઘેર ડુમા જામી જાય હૈયે. ગોવાળીયે. ૩ ઉંઘડલી નાવે ન ભાવે ભોજનીયાં, હાંરે નથી બાકી રાખ્યું નીરદૈયે. ગોવાળીયે. ૪ આંધળાં ભીંત કરી નાખ્યાં આહીરડે, હાંરે સખી ઝાઝુ કહેતાં વન જઇયે. ગોવાળીયે. ૫ દુધલડે પેટ સખી ભરીયે દયાળનાં, હાંરે એનાં કામણ વાળે તો ગુણ ગ્રહીયે. ગોવા૦ ૬ રંગીલો નાથ રૂષિરાજ કહે રૂપાળો, હાંરે એને ન્યાળી ન્યાળીને ન્યાલ થઇયે. ગોવા૦ ૭

હાંરે વ્હાલીડે વાંસળી વગાડી, અથાગ નાદ આ તે કેવોરે. ટેક. વાહ વાહ વાંસ ધન્ય ધન્ય તારી વાંસળી, હાંરે તેં તો લાખેણી મોહની લગાડી. અથાગ૦ ૧ ધેનુઓના મુખમાં ધર્યાં રહ્યાં તરખલાં, હાંરે નાગ ડોલે નવે કુળ દહાડી. અથાગ૦ ૨ આંચળ મુખે ને થયાં ખગાકાર વાછડાં, હાંરે નાખે કુપળીયો જમુનાની ઝાડી. અથાગ૦ ૩ જમુનાનાં નીર થીર થઇ ગયાં જાણીયે, હાંરે મોહ પામ્યાં જમુનાં મારી માડી. અથાગ૦ ૪ પીઉ પીઉ બંધ થયાં

મોહ્યાં પંખીડલાં, હાંરે કેનો આશરો તે બોલ શકે કાઢી. અ૦ ૫ વાંસળીનો નાદ સુણી ઉતરી સમાધી, હાંરે મહાદેવજીએ આંખડી ઉઘાડી. અથાગ૦ ૬ રંગીલોનાથ રૂષિરાજ કહે રૂપાળો, હાંરે જાઉં વારણીયે વધો એની વાડી. અ૦

હાંરે કામણીયાં કારમાં કરેલાં, વેચાણ કરી લીધાં વ્હાલેરે. ટેક. લટકા ઉપર વારી જાઉં નંદલાલને, હાંરે અંતર ખીચવા જરૂર આવેલાં વેચાણ. ૧ વેણાં વેણાં ઉપર વારી વારી જાઉં વારણે, હાંરે ભેદ ઉંડા ને ભાવનાં ભરેલાં. વેચાણ. ૨ નેણાં નેહે ભરેલ જાદુની જાળમાં, હાંરે જાણે રામબાણ વીંધવા ધરેલાં. વેચાણ. ૩ મોરલીમાં મોહિની ને મુગટમાં મોહિની, હાંરે ઠગી લેવા નાચકડાં ઠરેલાં. વેચાણ. ૪ બનનારી બની ગઈ સૈરો શું બોલીયે, હાંરે અન્ન ઘરનું બગાડી ઉછેરેલાં. વેચાણ. ૫ મુખડે ન જાય કહ્યું હૈડું ન હાથ રહ્યું, હાંરે લોક કહે છે માથાનાં ફરેલાં. વેચાણ. ૬ રંગીલે નાથે રૂષિરાજ કહે રૂપાળો, હાંરે હોડ પાડીને ચીતડાં હરેલાં. વેચાણ. ૭

( રાગ ગરબી—જ્ઞાનનાં વીસ લક્ષણ. )

વીસ લક્ષણ ગીરૂવા જ્ઞાનનાં હો સંતોરે, ભાખેલ વચન ભગવાનનાં ગુણવંતોરે; અધ્યાયે ગીતાને તેરમે હો સંતોરે, જનને ધન્ય તેમાં જે રમે ગુણવંતોરે. ૧ વખાણ પોતાનાં પરીહરો[૧] હો સંતોરે, નવ ઢુંગ[૨] કરી પોતે ધરો ગુણવંતોરે; જાણી નવ હરવા જંતુને[૩] હો સંતોરે, સેવો સાચા ગુરૂ સંતને[૪] ગુણવંતોરે. ૨ ભુખ તરસ સહનની[૫] ભાવના હો સંતોરે, એ સાધુ ચંદન ભાવના ગુણવંતોરે; વાણી પણ સરવ સ્વભાવની[૬] હો સંતોરે, રાખવી પવિત્રાઇ[૭] પાવની ગુણવંતોરે. ૩ વૈરાગે[૮] ધીરજ[૯] ધરીયે હો સંતોરે, સમરણનો લક્ષ[૧૦] વધારીયે ગુણવંતોરે; નિત સંત સમાગમ[૧૧] કીજીયે હો સંતોરે, ઘરમાં પરૂણા[૧૨] થઇ રીજીયે ગુણવંતોરે. ૪ દુરીજનની સભાથી દુર[૧૩] રહો હો સંતોરે, સત શાસ્ત્ર[૧૪] વિષે ભરપુર રહો ગુણવંતોરે; હું પદ નહિ[૧૫] કુળ મમતા[૧૬] નહિ હો સંતોરે, તન[૧૭] વશ સુખ દુઃખ સમતા[૧૮] સહિ ગુણવંતોરે. ૫ ભવ દુઃખ સાંભળી ત્રાશીયે[૧૯] હો સંતોરે, હું દેહ નહિ અવિનાશી[૨૦] એ ગુણવંતોરે; વીશ લક્ષણ ભેગાં લીજીયે હો સંતોરે, તો જ્ઞાન સુધારસ પીજીયે ગુણ૦. ૬

એ જ્ઞાની ગોવિંદ રૂપે છે હો સંતોરે, અત્યંતીક મોક્ષ અનુપ છે ગુણ૦; જગ મધ્યે દૈવત જાણીયું હો સંતોરે, રૂષિરાજે જ્ઞાન વખાણીયું ગુણ૦. ૭

( રાગ ધોળ—અખંડાનંદ વિષે. )

અતિ ઉત્તમ આતમ[૧] જ્ઞાન, દશા જેને આવેરે; મટે દેહતણું અભિમાન, ફરી નવ ફાવેરે. ૧ વળી સંત સમાગમ[૨] નિત, રૂડા કરી જાણેરે; છેલ્લી ભક્તિમાં[૩] પુરણ પ્રિત, મહા સુખ માણેરે. ૨ મન માંહી સંતોષ[૪] સદાય, ભલી રીતે ભાવેરે; એતો કદી ઉદાસી ન થાય, અક્ષય સુખ આવેરે. ૩ ચ્યાર[૫] લક્ષણમાં જેનું ચિત્ત, તેના તાપ ટળીયારે; એ તો ત્રણે ગુણેથી અતિત, મહા પદે મળીયારે. ૪ તજે આપોપું આઠે પહોર, અતિશે ઉમંગેરે; હરવેળે હરિની હેર, રહે રૂડે રંગેરે. ૫ બાઇ ભાઇ કે રાગી વૈરાગી, વૃત્તિ વનવાસીરે; લગની જેને આ રીતે લાગી, એને નિત કાશીરે. ૬ રૂષિરાજની સમજે રીત, મતામત મ્હેલીરે; એના ઉપર પુરણ પ્રિત, બદ્રિપતિ બેલીરે. ૭

( રાગ ધોળ )

સખી આજ સોનાનો સૂરજ શોભી રહ્યો, સખી આજ હૈડાનો હરખ ન જાય કહ્યો. ૧ સખી આજ સોનાને ફુલડે છાબ ભરો, સખી આજ કેસર કંકુની ગાર કરો. ૨ સખી આજ તોરણ બંધાવો બારણીયે, સખી આજ મંગળ ગીત ભલાં ભણીયે. ૩ સખી આજ મોતીડે મંગળ ચોક પુરો, સખી આજ સુંઢાળો દેવલીયો સમરો. ૪ સખી આજ વગડાવો છત્રીસ વાજલીયાં, સખી પુજાપે પાત્ર ભરો ભલીયા. ૫ સખી આજ વ્હાલાના સ્હામાં વધામણીયાં, સખી આજ ભાવતાં લીજીયે ભામણીયાં. ૬ સખી આજ સો દીવે સોનાની દીવલડી, સખી આજ જીવો રૂષિરાજ જીભડલી. ૭

ધન્ય ભાગ્ય આનંદસાગર છોળે ચઢયો, ધન્ય ભાગ્ય પાપીડાંને રૂદે ત્રાસ પડયો. ૧ ધન્ય ભાગ્ય સંત સભા જેને આંગણીયે, ધન્ય ભાગ્ય પ્રેમનાં જળ આવે પાંખણીયે. ૨ ધન્ય ભાગ્ય દુધલડે ધુઓ પાવલીયા, ધન્ય ભાગ્ય વૈષ્ણવને ઢાળો વાવલીયા. ૩ ધન્ય ભાગ્ય સંત ચરણરજ શીશ ચઢી, ધન્ય ભાગ્ય જોતામાં ભક્તિની જુક્તિ જડી. ૪ ધન્ય ભાગ્ય ગાતાવાતા આવે સંત ઘરે, ધન્ય ભાગ્ય જય જય જય હરિ કૃષ્ણ કરે. ૫ ધન્ય ભાગ્ય વાય ટાઢા શાન્તિના વાવલીયા, ધન્ય ભાગ્ય ટાળે ચોરાના તાવલીયા. ૬ ધન્ય ભાગ્ય ધુન્ય મચી જેને બારણીયે, ધન્ય ભાગ્ય જાયરે રૂષિરાજ તોરણીયે. ૭

રૂષિરાજ સંત સભા શુરવીર અતિ, રૂષિરાજ ધીંગડમલ્લ છે ધીર મતિ ૧ રૂષિરાજ જરણાનાં ખડગ ભલાં ઝળકે, રૂષિરાજ ધીરજ ઢાલડીયો ચળકે. ૨ રૂષિરાજ સંત બાણાવળી ખુબ બન્યા, રૂષિરાજ બ્રહ્મવિદ્યા કેરા મંત્ર ભણ્યા. ૩ રૂષિરાજ ધુન્યની તોપ અવાજ ઉઠે, રૂષિરાજ કળિજુગ વેગળો માથું કુટે. ૪ રૂષિરાજ માયા બિચારીના ભોગ મળ્યા, રૂષિરાજ અવગુણ દેશ તજી ઉચાળ્યા. ૫ રૂષિરાજ સંત સુરા મારા સામંત છે, રૂષિરાજ રણજીત સર્વે સલામત છે. ૬ રૂષિરાજ શરણે આવે તેની સહાય કરે, રૂષિરાજ હરામી વેગળાં હાય કરે. ૭



રંગરેલ રામ સભા ધન્ય રાતડલી, રંગરેલ ધન્યરે ધન્ય આ વાતડલી. ૧ રંગરેલ મોતીડે વરસ્યારે મેવલીયા, રંગરેલ દરશને આવોરે દેવલીયા. ૨ રંગરેલ રામ સભા મારે ખુબ રળે, રંગરેલ મુક્તિ સદાવ્રત આંહી મળે. ૩ રંગરેલ અડસઠ તીરથ આંહી મળ્યાં, રંગરેલ પરીયાનાં પુન્ય તો આજ ફળ્યાં. ૪ રંગરેલ આનંદના આજ બોધ વળ્યા, રંગરેલ આંગણે આવી મહંત મળ્યા. ૫ રંગરેલ હરખ ચમક ઉભરાય હૈયે, રંગરેલ એક જીભે કેટલુંક કહીયે. ૬ રંગરેલ મલકે રૂષિરાજ મુખડલું, રંગરેલ સદાય રહો આવું સુખડલું. ૭



( રાગ ધોળ—સાધુતાના ગુણ વિષે. )

નિર્મળ સુંદર સંતાંનાં નેણાં, નિર્મળ વૈરાગનાં ભર્યાં વેણાં; મુરખ લોકડીયાં તણાં મ્હેલાં, તો સાંભળતાં થાય સુખીયાંરે. ૧ કૃષ્ણ રીઝાવણ પાવન કહેણી, રામ રીઝાવણ સુંદર રહેણી; સંશય શોકની ઉપર છીણી તો બ્રહ્મવિદ્યા કેરા ભુમીયારે. ૨ આપોપું ટાળી બાળી જગ આશ, દયાળુ ગંભીર દાસના દાસ; ત્રણ ગુણ પર અજબ તમાસા, તો દેખે ત્રીવેણીની તીરમાંરે. ૩ વેદ અહોનીશ વ્હાલી, ભક્તિ વિના પળ એક ન ખાલી; મહા દશા આવી ગઇ મતવાલી, તો ઓળખનારાજ ઓળખેરે. ૪ કદ રજની પેરે હું પદ કાપ્યું, વ્રજ વનિતા સમ વહાલોચું વ્યાપ્યું; આત્મનિવેદન સરવસ આપ્યું; તો બળરાય સરખા બની રહ્યારે. ૫ સાધુ અહોનીશ સાધન સાધે, એક મને ભગવંત આરાધે; વ્હાલપણું સતસંગમાં વાધે, તો આનંદની છોળ ઉછોળેરે. ૬ વિષયવાસના તો વેરણ જાણે, કામ ક્રોધ કેરો અંતજ આણે; મોક્ષ પદારથ જીવતાં માણે, તો રૂડા લાગે રૂષિરાજનેરે. ૭

ઇતિ મુક્તનું અંગ-પ્રકરણ ચોથું સમાપ્ત.

---

**ઇતિશ્રી રૂષિરાજકૃત બોધચિંતામણી સમાપ્ત.**

---